# નીતિવિનોદ.

રચનાર

બેહેરામજી મેરવાનજી મલબારી.

મુમ્બઈ મધ્યે:
'ઇન્ડસત્રિયલ' છાપાખાનામાં છાપ્યું.

---

સંવત ૧૯૩૧.

(કિમ્મત રૂ ૨)



---

# NITI-VINOD,

OR

## PLEASURES OF MORALITY.

BY

BEHRAMJI MERVANJI MALABARI.

---

BOMBAY:
PRINTED AT THE INDUSTRIAL PRESS.

---

1875.

*Price Rs. 2.*

સર મંગળદાસ નથુભાઈ, નાઈટ,
સી. એસ. આઈ,

એઓને,

એમની પોતાના દેશીભાઈઓની નીતિ તથા સંસાર
સંબંધી સ્થિતિ સુધારવા પાછળ નિર્મળ સેવામાટે,

એમના અતિ આભારી તથા નમ્ર સેવક,

નીતિવિનોદના કર્ત્તાએ,

આ ગ્રંથ,

સત્કારપૂર્વક,

અર્પણ કર્યોછે.

સંવત ૧૯૩૧ ફાગણ શુદ ૮.

TO

SIR MANGALDAS NATHUBHAI, KNIGHT, C.S.I.,

IS INSCRIBED

THIS NITI-VINOD,

WITH FEELINGS OF HIGH ESTEEM FOR HIS UNAFFECTED DEVOTION TO THE MORAL AND SOCIAL ELEVATION OF HIS COUNTRYMEN,

*By his much obliged and humble Servant,*

THE AUTHOR.

*Bombay, 15th March* 1875.

વળી હું નીચે ખુલાસો કરૂંછું તેથી વાંચનારને વધારે સંતોષ થશે. હું એક પારસી છું અને ગુજરાતી ભાષાનું મને સંપૂર્ણ જ્ઞાન છે એવું માનતો નથી. તેનાં કેટલાંક કારણોમાં પેહેલું તો એ કે મને સંસ્કૃતભાષા મૂળગી આવડતી નથીઃ અને એ માતાની ઓળખાણવિના એની પુત્રીપર વાહાલ કરવું એ અઘટિત લાગેછે. પરંતુ બન્યું તે ન બન્યું નહિ થશે એમ સમજી, હવે તો જ્યાં ત્યાં માતાને પ્રસન્ન રાખવા, પુત્રીને સુખી કરવી.

આ હેતુથી મેં ગુજરાતી ગ્રંથો ઠીક વાંચ્યાછે. મારો ધંધો મારી મનોવૃત્તિને અનુકુળ નથી; તે એટલે સુધી કે દર ચોવીસ કલાકમાંથી મોટો ભાગ ઉદરપોષણાર્થે, ઘરસંસારી કામકાજ, તથા અભ્યાસાદિમાં રોકાયાકેડે, મને ભાગ્યે પાંચ કલાકનો અવકાશ મળેછે. તેમાંથી ત્રણ કલાક પણ નિંદ્રાદેવીને વશ થવું જોઇએ; કારણ કે એ માતાનું એટલું પણ માન ન રાખું તો એના કોમળ ભાઇની સહજ ભેટ લેવી પડે (જેમ કરવાને હું આતુર નથી). હવે બાકી જે વખત રહ્યો તેમાં આ કવિતા જન્મ પામી છે; અને જો કે તેમનો મોટો ભાગ મધ્યરાતે બેસીને લખ્યો છે, પરંતુ ભોજન કરતાં કે શયન કરતાં, વાત કરતાં કે વિચાર કરતાં, શિખતાં કે શિખવતાં, મારા મનના ઉભરાતા ઉભરાઓને કાગળના કકડાઓઉપર સમાવીદેવાની એક પણ તક જતી મૂકી નથીઃ કારણ કે ચિંતા, જે મારાસરખી મનોવૃત્તિવાળાને જરી ન જોઇએ, તે મને ઘણી છે; અવકાશ, જે ઘણો જોઇએ, તે મને થોડો છે; અનુભવ, જે બોહોળો જોઇએ, તે મને જુજ છે. તોએ મધ્યમ વર્ગની કલ્પનાસાથે એક કોમળ હૃદય, અને શુદ્ધ તથા સુનીતિમાં ચકચૂર વિચાર, જે એક જાહેર લખનારમાં અવશ્ય જોઇએ,

તેમાંનું મારામાં કાંઈજ ન હોત તો જેટલું બન્યું તેટલું પણ મારાથી બનત નહિ.

ઉપર કહ્યાપ્રમાણે મને ગુજરાતીનું સંપૂર્ણ જ્ઞાન નથી. પણ એમાં મારો વાંક થોડો છે. ત્યારે વાંક કોનો? મને લાગે છે કે વાંક રૂઢીનો છે. કોઈ પુછશે કે રૂઢી કોણ? તેનો શો વાંક? જવાબ એ કે રૂઢી, ભરતખંડના સુખને ગળીજનાર—કુધારાની બેહેન—સુધારાની સોક્ય—સુધર્મ અને સુનીતિના ઉદયને આડે આવનાર કનિષ્ટ રાશી જે રૂઢી—તેનો સઘળો વાંક છે. કારણ કે આપણે ગુજરાતમાં વસનાર, ગુજરાતી હવામાં ઉછરનાર, ગુજરાતમાં જન્મી ગુજરાતમાં મરનાર, આપણે ગુજરાતિઓ, કાં હિંદુ કાં પારસી, થોડું ઘણું ઇંગ્રેજી શિખ્યાપછી ગુજરાતી લખવા બોલવામાં આજ કાલ તો હાંણ સમજતા દેખાઇએ છિએ. આપણી મોટી નિશાળોમાં ગુજરાતીઉપર જોઇએ તેટલું લક્ષ અપાતું હોય, એમ મને સંભવતું નથી. આપણાં બાળકો છંદ ગરબા વિગેરે ગાયેછે ખરાં; પણ ઘણુંકરી ટુંકા લૈભાગુ અને કર્ણકઠોર રાગે ગાયે છે, તેથી ગાનાર તથા સાંભળનાર બંનેથી તે ગાયનના ખરા ગુણની ગણના કરી શકાતી નથી.

વળી હિંદુ નારિઓ ખરા ગાયનપર કેટલો ભાવ રાખે છે તે તો પુછવુંજ નહિ. કોઈ તેહેવાર તીર્થને દહાડે શેરીની નાહાની વહુઓ ભેગી મળી, ઠાવકે મોંએ—જાણે ગરબા ગાઇ પાધરૂં સ્વર્ગે જવું હોયની તેમ—ગાય છે. આ ગંભીર ગાયનનો નાયક નવ્વાણુંવસા પેલો વખતના વાયુથી વહીગયેલો 'કૃષ્ણ' અને નાયીકા તેની 'રંગીલી રાધા' હશે!

ખરે એ મોટી નવાઇની વાત છે કે પ્રેમાનંદ, નરસિંહ

શામળઆદિક મહાન કવિની વિચિત્ર બુદ્ધિની આકર્ષણઅસર આ મતિમંદ લોકોઉપર થતી નથી ! !

પણ વધુ આચંબો એથી ઉપજે છે કે, આ અબળાનો જિજ્ઞાસુ અવતાર કોઇપણ ચવઈ ગયેલાં અને દુર્બોધ ગાયનો ફરી ફરી ઉલટભેર ગાયે ! ! !

મહાભારતમાં શ્રીકૃષ્ણના પ્રબળ તથા તેના લોકોપકારવિષે જે વર્ણન આવેલું છે, તે ઉપરથી તે એક મહાપ્રતાપિ અવતાર થઇ ગયો છે, એ મતનું ખંડન કરી મારા હિંદુભાઇઓને ખોટું લગાડવું એ મારા વિચારથી કેવળ દૂર છે: પણ પેલો જગતની બત્રીશીએ ચઢેલો રાસલીલાનો નાયક, ડભોઇના દયારામકલ્પિત કૃષ્ણ, જે પોતાનો પ્રતાપ કાંઇક નવીન રીતે દેખાડતો હતો, તેના ગુણગાન, ઓગણીસમી સદીના વિશાળ સુધારાવચ્ચે, ગુજરાતની કોમળ કન્યાઓ નિરંતર ગાયે, તેને તે શું કહિએ તે ઓછું ?

આ ઉપરથી કોઇ અજાણ્યો માણસ વિચારે કે હિંદુઓને ગાયનઉપર કાંઇ અભિરૂચી નથી. આ હિંદુઓને કેવો અન્યાય મળ્યો કેહેવાય ? તોપણ તેમાં વાંક તેમનોજ છે. ઉપલી સઘળી બાબતો પારસીઓને પણ લાગુ પડેછે એટલુંજ નહિ, પણ જો આ મંદપણામાટે હિંદુઓની ચાલઉપર કોઇને દયા અથવા હસવું ઉ-પજે, તો પારસીઓની ચાલઉપર ક્રોધ અને લજ્જા ઉપજે. ખરે મારા સ્વધર્મી પારસીઓ, પોતાને સંકટસમય કામ આવેલા, પણ કાળચક્રથી હાલ બદલાઇ ગયેલા આ પ્રાંતભણી, ત્યાંની અસીલ ભાષાવિશે અજ્ઞાનપણું જારી રાખવે, પોતાના સ્વદેશાભિમાનને ઝાંખ લગાડે છે. તેઓએ ઈશ્વર જાણે કએ ધોરણે એક ભાષા ઉભી કરીછે કે જે તેઓ, જેઓ ભરતખંડના ભૂષણ ગણાવા

માગે છે, તેમના મોંમાંથી નિકળતી સાંભળી ધીરજ રેહેતી નથી. તેઓએ જાણવું કે ભાષાભિમાનવિનાનું દેશાભિમાન પ્રાણવિનાની કાયાસરખું છે. પારસીઓ શુદ્ધ ગુજરાતી વાવરવાને અશક્ત છે, એવો ઘણાખરાનો અભિપ્રાય છે; પણ પારસી જેવી પ્રતાપિ જાતિ, જેઓ ઇંગ્રેજી, ફારસી, લાતિનાદિક પરભાષા પરિપૂર્ણ સંપાદન કરી શકેછે, તેઓ ગુજરાતી નહિ સમજીશકે એ વાત અસ્વીકાર્ય લાગેછે; પણ માઠે ભાગ્યે એ અપવાદ ખંડન કરવાનો સઘળાં દ્વાર દેવઇ ગયેલાં દેખાય છે.

તેઓના મનની આવી વલાણ જોઇ મારા પુસ્તકની શી દશા થશે, એ વિચારે મને બહુ બહુ રિબાવ્યો, અને હજી પણ રિબાવે છે. મારા મનની આ વ્યવસ્થાનાં બે મુખ્ય કારણો છે. પેહેલું એ કે, વર્ણસંકર અને ગુણહીન પારસી ગુજરાતીમાં મેં આમાંની એકપણ કવિતા રચી નથી, તેથી રખે પારસી વાંચનારને એ ભાવે નહિ. બીજું મ્લેચ્છ જાતિનો હું એક પારસી, પવિત્ર ગુજરાતીસાથે આમ લાડ કરૂં તો હિંદુઓ રખે મને હસી કાઢે. અને દુર્દૈવે જો આમ બને તો, સ્વદેશમાં દંડ આપવાની બીકથી નાહાસી, વિદેશ બંધમાં પડ્યા સરખું થશે! પણ ભાષા અને કવિતા સામાન્ય પવનની પેઠે અમુક પુરૂષનો માલ નથી; અને જોકે આ મારો અલ્પ મતિનો પરિશ્રમ દોષથી તો ભરપૂર છે, અને તે હું પોતે સારીપેઠે સમજું છું— કારણ કે કોઇ ઉત્તમ વર્ગના હિંદુ કુટું-બના સંબંધમાં આવ્યાસિવાય, અને તેનાં સ્ત્રી બાળકોમાં જે ઢબથી ભાષા ખરે રૂપે બોલાયછે તેનો અનુભવ મેળવ્યાસિવાય, છેક શુદ્ધ ગુજરાતી લખવું, એ પરનાતિલાને દુર્લભછે—તોપણ તન, મન અને ધન ખરચી તેને સર્વ પ્રકારે લોકોપયોગી કર્યોછે, એ

વિચારથી લોકમતરૂપી મોજાંવચ્ચે વાહાણ ઝોંકાવાને હિમ્મત કરી; હવે પરિણામ તો ભવિષ્યના પેટમાં છે. પારસી વાંચનાર! શુદ્ધ ગુજરાતી વાંચવે તને શો ટોટો જશે? સામો કાંઇ નફો નથી થવાનો! ભલા મનુષ્ય! ત્યારે મોં કાં ચઢાવે છે? હિંદુ વાંચનાર! દૃષ્ટિને દ્વારે ઈશ્વર વસાવ્યાથી, સુનીતિબોધક વચનો સજ્જનોને સંભળાવવાથી, અને પવિત્ર સદ્ગુણજોડે રસિક કવિતાની સગાઇ કરવાથી જે મહાપૂણ્ય મને પ્રાપ્ત થયું છે, તે પૂણ્યને પ્રતાપે મારી મ્લેચ્છાવસ્થા હજી વિમળ થઈ નથી? વિવેકી વાંચનાર! તારી અને મારી વચ્ચે સંભાવ ન હોય તો ક્યાં જાઉં?

વાંચનારનાં મન હરવાના પરિશ્રમથી મારા દેહમાં જે નાના પ્રકારનું કષ્ટરૂપી વિષ ભરાયું છે, તે વિષ વાળવાને વાંચનારના હાથમાં એક વિષભંજન છે, તે એ કે યશ—શીતળ—ઉત્તેજક યશ.



# TO THE READER.

If the literature of a province be the index of its national importance and social progress, the Hindus of Gujarát can have but a slow recognition of their claim in that respect. Not that Gujarátí authors have been few or that their writings barren, but as a rule, the former have been found to be men of little education or enlightenment and consequently, the latter, in point of originality, variety or genius, to be mere imitation articles. Gujarátí poets, in particular, seem to be very fond of lavishing extravagant praise on some of their minor divinities. Turn wherever you like, you are pretty sure to meet with rows of deified personages; and though they seem to be very obliging people--dropping down to the nether world at the most formal invocation of any of our Bhats—we question if it is for any good to mortals. Had all Hindu poets spent half the time they must have spent on these elaborate and monotonous nothings, in treating of affairs more immediately connected with poor humanity, the Gujarátí of the Nineteenth century would have challenged the strictures of the most fastidious critic.

None, of course, can be blind to the rare and undeni-

able merits of some of our earlier Gujarátí poets. The solemn and vigorous march of the poetry of Narsí Mehtá, the masterly grouping of characters and the divinely tender and melting sentiments of Premánand, the soaring imagination and gorgeous descriptions of Sámal, and the philosophic humour and aphoristic musings of Akhá Bhagat, will never leave the reader's mind unimpressed with feelings of admiration for these great and glorious luminaries, that have lighted up the otherwise dull horizon of Gujarátí literature.

But with all that we cannot deny that the literature of Gujarát is sadly deficient in that proud range of thought, that chasteness of taste, that versatility of genius, and above all, that inspired and spiritual fervency, which have enriched and adorned the literature of England. The poor Gujarátís can ill afford to forego their claim to Daiárám as one of their greatest poets. But it is better so. Daiárám's language is the purest of pure Gujarátí, his style simply captivating, and his diction smooth and elegant to faultlessness; but the outrage he has coolly offered to his readers, in the shape of his notorious Ráslílá, ought to render him more hateful for these beauties. Fancy a man, exaggerating some harmless traditional romance, and describing, with evident relish, the orgies of a hedious Lothario, passing for one writing through Divine inspiration! Yet such a

firm hold has Daiárám's poetry on youthful female minds and so deftly has he clothed his gross vagaries in a pious disguise, that readers of his religious persuasion might be easily carried away by the witchery of his style: and how can it be otherwise but that those young impulsive creatures, when once alienated from native innocence and innate purity, sink into total forgetfulness of moral duty? It is a pity that a man blessed with the divine gift of Poetry, and that too, in such an eminent degree, should have rendered it fatal to his own reputation and to his readers' morality, by devoting all his best energies to a subject, which a poet, of all public writers, should most sedulously avoid.

To those unhappy young men who might try to imitate Daiárám, we can say that, to the great relief of the literary world of Gujarát, they have *no chance of success in their work.* Daiárám was a literary lion, indulging in mad revelries, and cheering the field of Poetry with the majesty and license of a lion; but it must be remembered that kind Nature is ever sparing of such progidies.

It will not be out of place here if we ask our Pársì *friends to be a little more careful of their own reputa*tion when they speak or write Gujarátí. There is no proof to warrant the report that they cannot use correct and idiometic Gujarátí. Many of our English-speaking Pársís, we see, write decent English at any rate, and

we can point out several Pársí gentlemen whose English scholarship is scarcely inferior to that of a born Englishman. And yet ask a Pársí, of otherwise liberal education, to write a score of lines in pure Gujarátí, and we will not be surprised if he shows you a specimen, no better than the English of a French inn-keeper. Our readers, perhaps, can understand us better when we say that, with a predilection for Gujarátí, we could not, in the preparation of this small work, give suitable expres sions to some of our thoughts, and that we had actually to take them down in English, and then to translate them into Gujarátí at leisure.

As for our orthodox Pársí Sheths, they, virtuous souls, resent most manfully all attempts made by the seductive Gujarátí on their susceptible hearts and heads. One instance will suffice. Early of a morning, a few months ago, we took our MS to a wealthy Pársí Sheth. No sooner had we dragged ourselves into the worthy's presence than we were greeted with a sharp look and an abrupt question as to what we wanted. But before we could stammer out the purpose of our errand, the shrewd old Sheth smelt the whole affair and signed to us to show him the MS. After looking at it, which he did in as long a time as he took in mounting his spectacles, he asked us in freezing accents and with a look of pious contempt, if we meant him to engage the services of a Mehetájí to teach him what he

facetiously called the Bharáman-Gújarátí of our precious book. We can not say what answer we made to him; but for a long time after we stole out of his presence, we could not somehow or other, divest ourselves of the thought that we must have been very naughty to have got into such an unenviable scrape. This was our first experience of authorship. It would be very ungrateful to omit, however, that our visit to the Sheth, unwelcome though it was, had a fair success; for we are proud to say that after all he was a *Pársi*; but we leave the reader to judge whether it was a weakness for the *Bharáman-Gujarátí* or pity for a certain young man that brought about this success.

We take this opportunity here to express our heartfelt gratitude to all and several of those gentlemen who have accorded to us such substantial patronage. We consider it our duty, moreover, to make special mention of one honoured name. We mean Sir Cowasjí Jehangir. It was doubly gratifying to us when, after subscribing handsomely for our book, the good old Knight asked us, with a benign look of encouragement, to continue our efforts.

Government, we are told, do not extend that patronage to Gujarátí, which its present state requires. We are not prepared to advance that the literature of Gujarát is already developed and that therefore they have done it injustice by banishing it from our

Colleges. But the very fact of their having disowned it there, gives it a claim to warm recognition everywhere else. Far from that, Government very naïvely say that books of real merit do not need their patronage and that books of doubtful merit cannot claim it. Now this is very clever logic; but we wonder how they happen to lose sight of the fact that the social status and the literary taste of the natives have not yet reached so high as to allow of their being any very appreciative readers.

Happily, such discouragements have not paralyzed the efforts of earnest writers; for, in spite of these and other draw-backs, Gujarátí, it is clear, has been regenerating. To enrich its literature, many original works of real merit are wanted. That, of course, is a matter of time. But those who have means and opportunities, can not devote them to a nobler task than to translating as copiously as they can from Sanskrit, English, Persian and other cognate languages. For, years ago, when India was groaning under mental darkness, Gujarátí was like an old woman, shorn of all grace, and gasping out pitious appeals for help; but the magic touch of Western civilization and the moral and intellectual light attending it, seem to have as good as revived it. A few translations here and there, a few original prose and poetry writings and a few scientific and philosophic treatises, have imparted a very healthy

tone to its internal as well as external structure. Slowly undergoing regeneration, the Gujarátí of this day seems to be like a delicate but thriving child. It may yet resist any rough treatment from the hands of a philologic quack, it may yet be unable to digest food of any foreign nature, it may yet betray want of decision or self-reliance, but as long as its infantine wants are supplied by the indulgence of a *fond and* devoted mother, it is cruel and unjust to call it imperfect or ignoble. To draw parallels, the Gujarátí is as good a language, we presume, as the English without its Latin and other foreign elements.

In conclusion we repeat that if, in the absence of original and inspired writers, a few of our enlightened Hindu and Pársí brethren betake themselves to the grateful task of translating and imitating some of the sublime and spirited writers of the East; and of laying open to native view, the divine and elevating thoughts of some of the gifted writers of the West; the Gujarátí, ere long, will assert its claim as a noble language nobly descended.



Colleges. But the very fact of their having disowned it there, gives it a claim to warm recognition everywhere else. Far from that, Government very naïvely say that books of real merit do not need their patronage and that books of doubtful merit cannot claim it. Now this is very clever logic; but we wonder how they happen to lose sight of the fact that the social status and the literary taste of the natives have not yet reached so high as to allow of their being any very appreciative readers.

Happily, such discouragements have not paralyzed the efforts of earnest writers; for, in spite of these and other draw-backs, Gujarátí, it is clear, has been regenerating. To enrich its literature, many original works of real merit are wanted. That, of course, is a matter of time. But those who have means and opportunities, can not devote them to a nobler task than to translating as copiously as they can from Sanskrit, English, Persian and other cognate languages. For, years ago, when India was groaning under mental darkness, Gujarátí was like an old woman, shorn of all grace, and gasping out pitious appeals for help; but the magic touch of Western civilization and the moral and intellectual light attending it, seem to have as good as revived it. A few translations here and there, a few original prose and poetry writings and a few scientific and philosophic treatises, have imparted a very healthy

tone to its internal as well as external structure. Slowly undergoing regeneration, the Gujarátí of this day seems to be like a delicate but thriving child. It may yet resist any rough treatment from the hands of a philologic quack, it may yet be unable to digest food of any foreign nature, it may yet betray want of decision or self-reliance, but as long as its infantine wants are supplied by the indulgence of a fond and devoted mother, it is cruel and unjust to call it imperfect or ignoble. To draw parallels, the Gujarátí is as good a language, we presume, as the English without its Latin and other foreign elements.

In conclusion we repeat that if, in the absence of original and inspired writers, a few of our enlightened Hindu and Pársí brethren betake themselves to the grateful task of translating and imitating some of the sublime and spirited writers of the East; and of laying open to native view, the divine and elevating thoughts of some of the gifted writers of the West; the Gujarátí, ere long, will assert its claim as a noble language nobly descended.



# અનુક્રમણિકા.

## નીતિસંબંધી વિષય.


9860

## પ્રશ્નોત્તરાવળી.

## નામાંકિત પુરૂષોનું ટુંક વૃત્તાંત.

## ઈશ્વરસંબંધી વિષય.





# નીતિ વિનોદ.

પ્રારંભ.

## મંગળાચરણ.

### ઈશ્વર સ્તુતી.

ત્રિભંગી છંદ.

અવિનાશી અધારી, ઈશ અવિકારી, ગતતુજ ન્યારી, બળવંતા;
આ તેં સણગારી, સૃષ્ટિ સારી, તેં વિસ્તારી, અદ્‌ભુતતા:
સહુ ગોરાકાળા, તુજને વા'લા, ઈશ નિરાળા, હે ત્રાતા;
તુજ નિયમ રૂપાળા, નેં રસવાળા, દીનદયાળા, સુખ્યાતા. ૧.

સર્વદા અચળિઆ, મુજને મળિઆ, હેમ્હાબળિઆ, મમતાળા;
નરકે નિકળિઆ, જે ઊછળિઆ, તુજથી ટળિઆ, થઇ કાલા:
તું શુભ વેપારી, ખરી શહુકારી, પૂર્ણ વિચારી, ગુણવંતા;
અહિં તુંજ બનાવે, તું દરશાવે, એલા ભાવે, જે બનતા. ૨.

તું સહુ દુખભંજન, અકળ નિરંજન, મનમદમંજન, મોક્ષપતી;
શશિ સૂર્ય સિધારે, તુજ આધારે, તુજ પલકારે, સ્વર્ગગતી:
તુજ ગુણ ગાનારા, સરવે તારા, સરસ નઠારા, અગણિત જે;
સૌ કૂદે કટકે, કદી ન અટકે, શોભે સટકે, અધર રહે. ૩.

તેં અગણિત દરિઆ, જળથી ભરિઆ, આ તેં કરિઆ, ગિરિ મોટા;
વળી કોને રાજા, કોને પરજા, મોટા સર્જ્યા, કો છોટા:

કો ભૂચર જળચર, વળી કો વનચર, કો વાયુચર, અલ્પ મતી;
રહી તુજ આધારે, સૌ સંભારે, એક વિચારે, પ્રાણપતી. ૪.

સૌ માનવ પ્રાની, થકી ઇનશાની, ખૂલી છાની, ખૂજ બુજે;
થઇને ઉપકારી, છોડી ગમારી, બળિયું ભારી, નામ પૂજે:
કો નરછે માદા, શૂરાસાદા, ડાહ્યા ગાંડા, કો સાજા;
કો નવે અવતારે, તુજ સંભારે, કોને મારે, યમરાજા. ૫.

આ પારખ મોટી, ખરી કે ખોટી, ચઢીકસોટી, કસ આણે;
જગઅગનીમાંહી, નહિ શેકાઇ, રે' નોધાઇ, તે જાણે:
ખટ છંદ બનાવી, ચરણેઆવી, હૃદય વસાવી, જગરાયા;
બહેરામ વિચારી, ઈશ્વર તારી, માગું યારી, શુભ માયા. ૬.

---

## જુવાનીના ઢંગ.

મનહર છંદ.

જાણી જગ ફાની, અભિમાની કહ્યું માની નહીં,
તજે સર્વ પુણ્ય, ગુણ એન ઇનસાનીના;
ક્લેશ સર્વસંગ દ્વેષછે વિશેષ આપ સંગ,
એશ લેશ દિયે નહીં વેશ લૈ તોફાનોના:
માર ફાડ ગાળતણી ચાલથકી આવે આળ,
દિયે દોષ દેવને એ ગોઠિઆ ગુમાનીના;
લુટિ ને લપાટી જુઠી બાંધે માલ પેટ સાથે,
ખુએ તંગ અંગ રંગ, ઢંગ એ જુવાનીના. ૬.

ભાંગી વા'ણ પાણી જાય માલની મો'કાણ થાય,
પાપે ખાય થાપ તેમાં વાંક શા સુકાનીના ?
કરી મહા પાપ શાપ દે વિધાતા છાપતણે,
ઘેનથી ન ચેન-મહા ખેન અગનાનીનાં:
વિકાર વ્યાપારે કરતાર ક્રોધવંત કરે,
રચી રાખે ઊંચી વેચી સત્વ જીંદગાનીનાં;
"કરે તેવું ભરો નરો" એ વિચારો કાઢે હસી,
ખુએ તંગ અંગ રંગ, ઢંગ એ જુવાનીના. ૨.

નવા નવા વેશ ધરે, જુવાની ઉજેશે મરે,
ઇશનું ન નામ મળે ખ્યાલમાં સેલાનીના;
પાપની સજાએ સ્વર્ગે પેસવા રજા ન મળે,
સકળ વમળ એ તો ફળ મસતાનીનાં:
સ્વર્ગે એને કો ન ઘાલે નર્કે નર્કિને વટાળે,
લાખો લોક બને ભોગ એ લબાડ વાણીના;
થુકે કુળ સર્વ મુકે ચુકે વિટળાએલાને,
ખુએ તંગ અંગ રંગ, ઢંગ એ જુવાનીના. ૩.

કપુત જે સુત આ'વા આપે પ્રભુ પાપસાટે,
ધણી જેને આવા મળે ભોગ ધણિઆણીના;
રોગી આ'વા ભોગી બની જોગી સૌ અલોપ થાય,
રોષ ખમી ઇશનો ને દોષ મરદાનીના:
છુટે ભવ બન્ને જે કો લુટે બનીને લુટારો;
તુટે આશ તેની સર્વ જેમ ફુગા પાણીના;
બે'રામજી કહે આમ, ધરે જેઓ અભિમાન,
ખુએ તંગ અંગ રંગ, ઢંગ એ જુવાનીના. ૪.

## આપઘાત વિષે.

### નારાચ છંદ.

કદાપિ દુઃખસાગરે, હઠી જઇ ન હારતો,
સદા વિલાસ ભોગવું ન એમ તું વિચારતો;
ઉજેશમાં રમી કરી, રૂએજ અલ્પ રાતથી,
નિરાશી સુખ શોધશે, વિનાશી આપઘાતથી. ૧.

પિડા મનુષ્યને ખચીત, રેચ સુખખાદીનો,
પલંગથી પિડાએલો, અજાણ સ્વાદ લાદીનો;
શૂરા વીરો દીપે ઘણા કટાઇ દુઃખકાટથી,
નિરાશી સુખ શોધશે, વિનાશી આપઘાતથી. ૨.

ખરા નરો ખરેજ તે, ન હારે હામ દુઃખથી,
ન શાપ દે લલાટને, ન પાપ બોલ મુખથી;
કજાત દુઃખ કાય વેઠવે હઠે સુજાતથી,
નિરાશી સુખ શોધશે, વિનાશી આપઘાતથી. ૩.

કદાપિ દુઃખ ના હતે, ન સુખ કોઇ જાણતે,
ન દુઃખને વગોવતે, ન સુખને વખાણતે;
ઉતાવળા અતિ બની, બળો ન ઊતપાતથી,
નિરાશી સુખ શોધશે, વિનાશી આપઘાતથી. ૪.

કસાઇ દુઃખથી મનુષ્ય સુખસ્વાદ જાણશે,
સુખી થઇ સુખી કરી, સદાય સુખ માનશે;
નિદાન દુઃખ દાનતે પિછાનશે પછાતથી,
નિરાશી સુખ શોધશે, વિનાશી આપઘાતથી. ૫.

સ્વઘાતછે જગાત સુખ આપના અમાપનો,
અભાવ એ સ્વભાવથીજ ઇશ્વરી પ્રતાપનો;
અનંત દુઃખ અંતરે, ડરો દુખી અખાતથી,
નિરાશી સુખ શોધશે, વિનાશી આપઘાતથી. ૬.

વિવેકિ વિક્રમાદિ વીર વિઘ્નથી વિંટાળિયા,
દિધેલ દેવ દુઃખથી ન થૈ દુખી દિવાળિઆ;
હઠ્યું ન હીર ઊરનું વડી પિડા વિસાતથી,
નિરાશી સુખ શોધશે, વિનાશી આપઘાતથી. ૭.

ચઢાવ દુઃખ ડુંગરે, રમાડ સુખ સારથી,
બચાવ કામ ક્રોધ લોભ પાપના વિચારથી;
ઍ'રામ ઈશ નામને ધરી રહે નિરાંતથી,
નિરાશી સુખ શોધશે, વિનાશી આપઘાતથી. ૮.

---

## મનુષ્યની સગાઈ વિષે.

### નારાચ છંદ.

ઉધારનાર એક ઈશ તારનાર આપણો,
જુએ કદી ન ગુણ તે જુએ કદી ન ખાપણો;
શિવાય આસપાસ આપ સ્વારથી સગાઇછે,
ન આપણે સગાઇ ભાઇ વિશ્વની ઠગાઇછે. ૧.

પિતા તણોજ પ્રેમ તે ખરેખરો અપારછે,
કયે મુખે કહું જી માતની પ્રીતિ લગારછે ?
વિયોગ શ્વાસના પછી ન હેતની લંબાઇછે,
ન આપણે સગાઇ ભાઇ વિશ્વની ઠગાઇછે. ૨.

કુટુંબ ભાઇબંધ સુખકાળમાં અપાર છે,
દરિદ્ર દુઃખકાળમાંય સ્નેહનો સંહારછે;
ઘણાક સ્નેહી દુઃખમાં ખરેખરા કસાઇછે,
ન આપણે સગાઇ ભાઇ વિશ્વની ઠગાઇછે. ૩

બજાર આ દુકાન હેત વેચતી વિચારીને,
ખરીદ માલ દામ દે ટકો ટકો વધારીને;
મળે ન માલ દામવીણ કે' કશી નવાઇછે, ?
ન આપણે સગાઇ ભાઇ વિશ્વની ઠગાઇછે. ૪

ભુમીવિષે વસો ન કો સદા અતિ વિલાસથી,
મનુષ્ય થૈ ન મોકળા રહો કદાપિ નાશથી;
બુરૂં કર્યે બુરાઇ નેં ભલું કર્યે ભલાઇછે,
ન આપણે સગાઇ ભાઇ વિશ્વની ઠગાઇછે. ૫.

ન કાળનોતરાં પછી ટકોજી આપ બે ઘડી,
મળેલ નિજ માલની ન બાંધો જાવ ગાંસડી,
"સપૂત સુત સુખકાજ આ બધી કમાઇછે" ?
ન આપણે સગાઇ ભાઇ વિશ્વની ઠગાઇછે. ૬.

લુટી કરોડ લાખ રાંક જાત દુઃખ આપશો,
કહોજી નાથ પાસ જૈ કયે મુખે ઉભા થશો ?
કદી ન ન્યાયનાથ પાસ ન્યાયની મનાઇછે,
ન આપણે સગાઈ ભાઈ વિશ્વની ઠગાઇછે. ૭.

ધરો ન આશ આંહિકો ફુલાઇ ખોટી આશથી,
કરો પ્રયાણ સ્વર્ગપાસ અંતરે ઉલાસથી;

એ'રામ ઈશભેટવું કહે નહીં જુદાઈછે,
ન આપણે સગાઇ ભાઇ વિશ્વની ઠગાઈછે. ૮.

---

## સંતોષ વિષે.

### ભુજંગી છંદ.

પ્રભુનાં દિધેલાં ઘણાં સુખમાંછે,
સબૂરીજ સાથી ખરે દુઃખમાંછે;
સ્થીતિ માનવીની સદા છે અધૂરી,
પ્રપંચી પિડાઓ મટાડે સબૂરી. ૧.

જીવે જો બધા લોક પૂરા પ્રસાદે,
સ્વતંત્ર વસીને મરે સૌ ફિસાદે;
મળે કો મજૂરો કરે કો મજૂરી?
પ્રપંચી પિડાઓ મટાડે સબૂરી. ૨.

કરી દિર્ઘદ્રષ્ટિ, અનુમાન કીધું,
બધા લોકને જોઇતું સુખ દીધું;
દશા દૈવ દેતો નથી કોઈ પૂરી,
પ્રપંચી પિડાઓ મટાડે સબૂરી. ૩.

પિડા સૌ જનોને કપાળેજ ચોંટી,
પિડા માનવીને ચઢાવે કસોટી;
ટળે તે થકી ફાંકડાની ફિતૂરી,
પ્રપંચી પિડાઓ મટાડે સબૂરી. ૪.

સબૂરીથકી શુભ સંસાર ચાલે,
અધીરા થવે ઊતરો નીચ હાલે;
સદા માગણી તે ગણાશે ગરૂરી,
પ્રપંચી પિડાઓ મટાડે સબૂરી. ૫.

ખરો તે સુખી નિત્ય સંતોષ રાખે,
પ્રભુજે દિયે તે ધરી હામ ચાખે;
વધુ રાંક બેરામને શી જરૂરી?
પ્રપંચી પિડાઓ મટાડે સબૂરી. ૬.

મહિદીપ છંદ.

અપટ લોક થોક કો ન શોકપોક મૂકો,
ગુમાનતાન રાખી નહિ જ્ઞાન દાન ચૂકો;
ઈશ્વરિ આશીષ શીશ જે દિવેલ છાજે,
ન લાડ પાડ ભુલી ત્રાડ પાડવી મિજાજે. ૧.

દિયે પ્રભુ પ્રસાદ રાખી યાદ દાદ લેશે,
ફિસાદ કે વિવાદ ન વધુ સવાદ દેશે;
ઉદ્યોગજોગ સાંધી નહિ ભોગ રોગ થાશો,
પડી રહે સડી જશો ઘડી ન સ્વર્ગવાસો. ૨.

છે ઉપાય એક હાથ પાય સ્હાય માગો,
ધરે દિલે અરે ખરે ફરે ક્વચિત નાગો;
હામ ઠામ રાખી લાલ આમ કામ કીજે,
ઇનામ અમરનામ, બેરામ નાથ રીઝે. ૩.

## કામીને શિખામણ.

### ભુજંગી છંદ.

અરે ભાઈ જો તું ખરૂં સુખ ચાહે,<br>
અતિ લોભની જાળમાં શા ફસાએ ?<br>
બુરા એ કુછંદી દુરાચારી સ્વામી,<br>
જીવેલા મુએલા નકામોજ કામી. ૧.

ખરા પ્યાર આનંદી સુખે હસાવે,<br>
બુરો કામ બુદ્ધિ બલામાં ફસાવે;<br>
મળે તો સુગાવે મળેલો હરામી,<br>
જીવેલા મુએલા નકામોજ કામી. ૨.

કરે કામ કાયાતણા ગુણ ખોતા,<br>
મરે પૂર માજૂર થૈ જીવ જોતા;<br>
જશે જારથી ધન્ય જોબંન જામી,<br>
જીવેલા મુએલા નકામોજ કામી. ૩.

વધે વેર રાખે કદી વેશિયાને,<br>
જુએ પ્યારી તો ઝેર દેશે પિયાને;<br>
નથી જારથી નાશની કાંઈ ખામી,<br>
જીવેલા મુએલા નકામોજ કામી. ૪.

તજે કામ તો નામ રેશે પછાડી,<br>
ખરે જાર જંજાળ આણે અગાડી,<br>
જશે જીંદગીથી ઉઠી તે નનામી,<br>
જીવેલા મુએલા નકામોજ કામી. ૫.

ફસે જ્યારથી જારની ઝૂંસરીમાં,
કમોતે મરે પાપી તે બે ઘડીમાં;
સદા મિતહારી રહે સ્વર્ગ પામી,
જીવેલો મુએલો નકામોજ કામી. ૬.

બચાવો જુવાનો જુવાની દિવાની,
નકી એ જુવાની ઉઠીતો જવાની;
કદી કો કરો કામની ના ગુલામી,
જીવેલો મુએલો નકામોજ કામી. ૭.

ખરી પ્રીતિ રાખી રહો પ્યારી સાથે,
કરી જાર ને જાન ખૂઓ ન હાથે,
કરો લોક સંતોષ રાખી ઉતારો,
રૂડાં વેણ એ રામનાં આ વિચારો. ૮.

---

## જનાકારી વિષે.

ભુજંગી છંદ.

સુણો દુઃખનો પાપ મોટો પિતાછે,
બુરાં દુઃખનો અંત અંતે ચિતાછે,
મહા પાપથી આતમા વ્યર્થ જાએ,
જનાકારીથી જીવનો નાશ થાએ. ૧.

અતિ ક્રોધ સૃષ્ટાતણો જાણ ભાઈ,
બુરાં ફેલથી નાશની શી નવાઈ ?
વિલાસી મરી મુક્તિપાખે રીબાએ,
જનાકારીથી જીવનો નાશ થાએ. ૨.

ખરી પારકી સ્ત્રી તમારીજ બે'નો,
પરાયા નરોને કરો કેમ નેનો ?
ભલી બે'નિયો ભાઇ એતો ગણાએ,
જનાકારીથી જીવનો નાશ થાએ. ૩.

દિધા ઇશ્વરે યોગ્ય જે આપ સ્વામી,
કરી સુખની રાખિ એમાં ન ખામી;
વધુ લોભથી શુભ કાયા પિડાએ,
જનાકારીથી જીવનો નાશ થાએ. ૪.

અરે દંપતિ સંપથી જંપી રે'જો,
દિધેલાં દયાદાન સંતોષી સે'જો;
સુખી જોડ બે'શમ સ્વર્ગે મનાએ,
જનાકારીથી જીવનો નાશ થએ. ૫.

---

## ખુશામત વિષે.

### ભુજંગી છંદ.

કહો કેમ કાકા કરે કાગ કાલે,
નીચા લોક નીચા નમીને નિહાળે;
લટે લક્ષ્મિમાતા લખો લોક લાવે,
ખુશામત્ત ખોટી ખજાનો ખુટાવે. ૧.

ઘણાં ગૃહ આવી ઘણો ધાણ લેજ્યાં,
મુસ્મેલાં મનુષ્યો સમૂળા મળેક્યાં ?
ઠગારા ઠગે ઠેકરીએ ઠગાવે,
ખુશામત્ત ખોટી ખજાનો ખુટાવે. ૨.

હસે તું હસે તો નહીં હેત હારી,
રડે તું રડે તો રૂડા રાગ કાંડી;
પઢે તે પ્રતિ બોલ જે તું પઢાવે,
ખુશામત્ત ખોટી ખજાનો ખુટાવે. ૩.

સદા શ્વાન શ્રીમંતનો સંગ શોધે,
બધા બોલ બોલે ન બોલે સુબોધે;
ચહી ચર્ણ ચાટે તું ચાંટી ચખાવે,
ખુશામત્ત ખોટી ખજાનો ખુટાવે. ૪.

ભલેજી ભલેજી કહીને ભમેછે,
નકી તે નકામો નકામું નમેછે;
વધુ વાંક વેચે વધુ તે વટાવે,
ખુશામત્ત ખોટી ખજાનો ખુટાવે. ૫.

ભલા ભાઈ ભોળા ભમો ના ભરોંસે,
જુઠાની જુબાની જુઠી વાત જોશે;
બધા બોલ બે'રામ બોલી બજાવે,
ખુશામત્ત ખોટી ખજાનો ખુટાવે. ૬.



## મૃત્યુ પારધી વિકારબાણે મનુષ્ય મૃગને છેદેછે તે વિષે.

### ભુજંગી છંદ.

અરે માનવી આપણે તો શિકારો,
જરી ધૈર્ય આણી ચિતે સૌ વિચારો;

ઝુંતે વીંધીને કાળ કાયા તમારી,
બને મોત વેરી નમેરી શિકારી. ૧.

જળાપોજ દોડે તમારી પછાડી,
અદેખાઈ ઘેરે તમોને અગાડી;
ખરે જાવ ખારીલ વેરીથી હારી,
બને મોત વેરી નમેરી શિકારી. ૨.

વળી કામબુદ્ધિ કુબુદ્ધિ શિખાવે,
કરી નાશ કાયાતણો તે રડાવે;
ચૂકે કોણ આ ઘાતકીની કટારી?
બને મોત વેરી નમેરી શિકારી. ૩.

અતિ લોભ ચૂસેછ આયુષ્ય ટુંકાં,
બુરો તે કસાઈ કરે ભોગ સૂકાં;
સદા તે કસે આભ સુધી સવારી,
બને મોત વેરી નમેરી શિકારી. ૪.

પિએ ક્રોધ કાયાનું તત્વ કરારે,
દુખી દિલ થાએ દરિદ્રી ધિકારે;
વધે વેરથી જીંદગી વિષ ભારી,
બને મોત વેરી નમેરી શિકારી. ૫.

અરે માનવીના દુખી હાલ આ'વા,
પછાડી પછાડી ફરે કાળ ખાવા;
અગાડી શિકારો પછાડી પ્રહારી,
બને મોત વેરી નમેરી શિકારી. ૬.

બુરા જે વિકારો ખરે મોતગામો,
ગયા ભૂલથી ત્યાં થયા તે ગુલામો;
ધરી મોત દે દુ:ખમાંહે ઉતારી,
બને મોત વેરી નમેરી શિકારી. ૭.

દિધો ઇશ્વરે આતમા નિજ ભાડે,
ભરી આપવો તે ફરી એક દા'ડે;
કરે મોત શું આતમાની ખુવારી ?
તુટે જોર બે'રામ હારે શિકારી. ૮.

મિશ્ર.



## જ્ઞાન વિના માનવીનો અવતાર છૂટી પડેછે.

કુંડળિયા.

માનવ પેટે જન્મ લઈ, જે જન ધરે ન જ્ઞાન;
આંખ છતે તે આંધળો, છે હેવાન સમાન.
છે હેવાન સમાન, જ્ઞાનપર ધ્યાન ન આપે;
ખીજી બહુ ભગવાન, કષ્ટ તેનાં નહિ કાપે.
કહે રંક બે'રામ, વિપત તેને ઝટ ભેટે;
ધરે જ્ઞાનશું વેર, જન્મ ધરી માનવ પેટે. ૧

કહે રંક એ'રામ, મરીને નરકે રે'શે;
વિના જ્ઞાન ઉજાશ, રડે તે નાસ્તિક વેશે. ૨.

ડોસા જ્ઞાનરહિત જો, બાળક તેવાં હોય;
તે બાળકનાં બાળકાં, ઘરડા નામે રોય.
ઘરડા નામે રોય, હોય પાસેતો ખાયે;
નહિતો મીચી આંખ, કાળસ્વાધિન તે થાયે.
કહે રંક એ'રામ, જગતના ઝીલી ડોંસા;
રડે અભાગી બાળ, મળે વિદ્યાહિન ડોસા. ૩.



## મિત્રતા વિષે.

### કુંડળિયો.

મિત્રાચારી સારનેં, મો'બત પ્રેવાહી દુધ;
મિત્રાચારી શુદ્ધછે, મો'બત જવલે શુદ્ધ.
મો'બત જવલે શુદ્ધ, સદા મતલબની દાસી;
મિત્રભાવ દિલ સાફ, મળેતો રે' અવિનાશી.
કહે રંક એ'રામ, પ્રીત નારીની જુગારી;
અહિં તહિં બંને કામ; પવિત્રજ મિત્રાચારી. ૧.



## સંસારબજારમાંથી કઈ વસ્તુ ખરીદવે સારછે?

### હરિગીત છંદ.

નિરધાર આ સંસારમાં વિકારના વ્યવહારછે,
વ્યાપારના નહિ પાર કો દમદાર કો ખુવારછે;

નર નાર સહુ જાનાર કોને વાર કો તૈયારછે,
દાતાર આ અવતારનો સૃજનાર તે કરતારછે. ૧.

સહુ ધર્મ કો નહિ મર્મ કે શુભ ધર્મ નિત્યે વો'રવો,
ઇમાનના વૈમાનમાંહે પ્રાણ સ્વર્ગે દોરવો;
વળતી સુનીતિ રીતિ પ્રીતિથી ખરીદ સારછે,
દાતાર આ અવતારનો સૃજનાર તે કરતારછે. ૨.

સદગુણથી બહુ પુન્યછે અવગુણ એ નહિ લાવશે,
અગણિત એવી રીતિઓ નિત વ્યાજ બહુ ઉપજાવશે;
નિદાન શુભ સામાન એ સૌ માનનો શૃંગારછે,
દાતાર આ અવતારનો સૃજનાર તે કરતારછે. ૩.

છે દરિદ્રિઓને દાન કરવે માન માનો માનવી,
ધરી ઉર એ મજકૂર વસ્તુ પૂર ખરીદી આણવી;
ઉધાર પૈસો આમ ધીરવે સ્વર્ગમાં સતકારછે,
દાતાર આ અવતારનો સૃજનાર તે કરતારછે. ૪.

નિર્દોષછે સંતોષ તેપર રોષ નહિ બતલાવતા,
નહિ શોભશે તે લોભ જેને થોભ કો નહિ આવતા;
શુભ ચાલથી સહુ ન્યાલ ને શુભ માલ મિત્રાચારછે,
દાતાર આ અવતારનો સૃજનાર તે કરતારછે. ૫.

નરમાસ સુખમિઠાસ મન ઉજાશ દુખમાં સ્હાયછે,
અવકાશથી કંકાસ કર પણ નાશ તેની માંયછે;
સંભાળ તું કો કાળ જમની જાળમાં ફસનારછે,
દાતાર આ અવતારનો સૃજનાર તે કરતારછે. ૬.

પણ ધીર કરશે વીર સૌને શીર તેનો આશરો,
ગંભીર જો જંજીર તોપણ સ્થિર મારગ પાંસરો;
સુણ વાત મારા ભ્રાત સુખ સાક્ષાત સહુ ઉધારછે,
દાતાર આ અવતારનો સૃજનાર તે કરતારછે. ૭.

અહંકાર નહિ ગુણકાર ને વળી જાર એરી સાપછે,
અપકાર ખારોખાર ને જુગાર મોટું પાપછે;
સંહાર આ વિકાર એતો ખોટના વ્યાપારછે,
દાતાર આ અવતારનો સૃજનાર તે કરતારછે. ૮.

તજવીજ રાખી લાભકારી ચીજ પાસે રાખજે,
અવશાનછે નુકશાન તે સામાન કાઢી નાખજે;
વળી સત ખરીદી રાખવે શત ભવવિશે પત ભારછે,
દાતાર આ અવતારનો સૃજનાર તે કરતારછે. ૯.

ભગવાનની દુકાન એમાં માનવી મુનીમછે,
સહુ ખાળની સંભાળ લેવી એ કૃપાળુ નીમછે;
ભવરાજ વહિવટ વ્યાજ માગે વ્યાજબી સરકારછે,
દાતાર આ અવતારનો સૃજનાર તે કરતારછે. ૧૦.

સંસારમધ્યે યાર શુભઆચાર સોદો તોળવો,
આ ભવ અરે માનવ નવજ પાતાળજળમાં બોળવો;
પાતાળથી નિકાલ નહિ વિકરાળ એ વિસ્તારછે,
દાતાર આ અવતારનો સૃજનાર તે કરતારછે. ૧૧.

ધર ધ્યાન રાખી શાન માનવી માન મારૂં ચિત્તમાં,
રસ કસ તજી સંસારનો તું વશ પ્રભુની પ્રીતમાં;
આરામ દેશે ઈશ જે એ'રામનો આધારછે,
દાતાર આ અવતારનો સૃજનાર તે કરતારછે. ૧૨.

## જુગાર વિષે.

### ઉપેંદ્રવજ્રા છંદ.

જુગાર નિર્દોષ ન જાણ ભાઈ,
શિખાવશે તે અતિશે ઠગાઈ;
ટળે નહીં સોબત લાગી માયા,
જુગારથી જોખમી જાય કાયા. ૧.

અચૂક જો કો વધુ લાભ થાશે,
અચૂક તે લાભ અલોપ જાશે;
કિયા જુગારી જન ન્યાલ થાયા ?
જુગારથી જોખમી જાય કાયા. ૨.

મળે નફો જો ઘડી એક માંહિ,
બીજી ઘડીએ ઉડી જાય ત્યાંહિ;
નથી સુખી જે અધીરા જણાયા,
જુગારથી જોખમી જાય કાયા. ૩.

વધુ ગુમાવી વધુ ખેલ ખેલે,
બધાંય વસ્ત્રો, બધી વસ્તુ મેલે;
હજી નહીં એ રમીને ધરાયા,
જુગારથી જોખમી જાય કાયા. ૪.

હવે નકી ચોરીની વાત સૂઝે,
જુગારી તેમાં બહુ માન બૂઝે;
પૂરા ઠગારા વળી તે ગણાયા,
જુગારથી જોખમી જાય કાયા. ૫.

રડે હવે છેવટ નાશ આણે,
જુગારનો પાછળ સ્વાદ જાણે;
મરે દુખી થૈ કર કાપી પાયા,
જુગારથી જોખમી જાય કાયા. ૬.

ધડો મળે છેવટ ભૂલ જોઇ,
સમૂળગા સુખથી હાથ ધોઇ;
મરી હવે નાશવિશે દટાયા,
જુગારથી જોખમી જાય કાયા. ૭.

સુણો સહૂ માનવી વાત મારી,
જુગાર અંધો જડશે જુગારી;
કુભાવ એ'રામ મુખે ગવાયા,
જુગારથી જોખમી જાય કાયા. ૮.

---

## સુખ દુઃખના સાથી વિષે.

### દોહરા.

દુખી મનુષ્ય સૃષ્ટિવિશે, સુખે રે'વું તો માગ;
અજીત લોભ કે લાભથી, અચળ સ્નેહી અર્ધાંગ. ૧.

માતાની મમતા અને, સ્નેહ પિતાનો સાર;
પૂર્ણ પવિત્રજ તે થકી, છે પતનિનો પ્યાર. ૨.

વૈભવ આજે આવશે, વળી કાલે વૈરાગ;
અબળા પ્રબળા થઈ તહીં, ઝીલશે અડધો ભાગ. ૩.

સંસારે શત્રુ ઘણા, સમજુ ઘરપરધાન;
સફળ વાસ તે સ્વામીનો, નિર્ધન થઈ ધનવાન. ૪.

તરફડતો જગતાપથી, શોધે શીતળ સદન;
વામા દુખ વિસરાવશે, ચહિને કરી સુખંન. ૫.

વડના અતિવૃદ્ધ વૃક્ષને, વળગે જ્યમ વડવાઈ?
તેમ વરેલા વર અને, વનિતા વચ્ચે સગાઈ. ૬.

ભૂમી જ્યમ જળથી ભરી, માગે રવિ પ્રકાશ;
તેમ પતિના પ્રેમની, પતનિને અતિ આશ. ૭.

તુજ સુખથી હરખાય તે, દુખમાં નહીં પક્ષાત;
વેઠે સુખ દુખ હેતથી, પડતાં પ્રભુને હાથ. ૮.

બળે જુલમની અગ્નિમાં, ચઢે ત્યાગથી કાટ;
વળ ખાધેલો પ્રેમડો, નવ છોડે મરડાટ. ૯.

આ ભવના વૈભવ અને, દોલત મને હરામ;
અચળ સ્નેહી અર્ધાંગના, માગું હું એ રામ. ૧૦.

---

## નિદ્રા વિષે.

દોહરા.

નિદ્રાદેવી આવ રે, આવ માત સુખકાર;
જેની તું વેરણ થઈ, તેને સુખ ન લગાર. ૧.

વેરણ તું પાપીતણી, કરે બહુ બેચેન;
દેવી કોમળ ભાવની, યમરાજાની બેન. ૨.

સદ્‌ગુણથી સુખ ચેન જ્યાં, ત્યાં તારો નિવાસ;
તું માતાના બળ વડે, ઉડી આવું આકાશ. ૩.

દુખિયારાં ડોક્યાં કરે, મેલી ખુલ્લાં દ્વાર;
ભેટે તું માતા કદી, ટળે દુઃખ નિરધાર. ૪.

વિવિધ જાતનાં દુઃખથી, વૈદો હારી જાય;
પણ જો તું પરસન થઈ, દુખિયાં સુખિયાં થાય. ૫.

એક ઘડીની ભેટમાં, લાખો ગઉ લઈ જાય;
વિજળી કાપે વેગ શું? નહિં તુજને પોં'ચાય. ૬.

સંતોષીને માત તું, વ્યસનીને ડાકેણ;
લોભી કામી ક્રોધીને, વગડાની વાઘેણ. ૭.

જગતની સૌ જંજાળને, વિકારનાં પરિણામ;
એ સઘળાં વિસરાવવાં, છે નિદ્રાનું કામ. ૮.

પલક વિશ્વ વિસરાવશે, પલક સ્વર્ગના મ્હેલ;
દરશાવે નિદ્રા રૂડી, અદ્‌ભુત એવા ખેલ. ૯.

આરોગ્યતા આશીષને, ખરૂં પ્રમાણિક કામ;
તે પાછળ નિદ્રા શીતળ, માગે મન આરામ. ૧૦.

---

## ખુબસુરતી વિષે.

### દોહરા.

ખુબસુરતી કોકટ અને, છે સંશયભૂત માલ;
પ્રકાશતો તે આપછે. સુગંધ રંગિત છાલ. ૧.

ફુલ કરમાએ ફુટતું, જેવો કરડો કાચ;
તેવી ખુબસુરતી ખરી, છે ક્ષણભંગુર નાચ. ૨.

ગયો માલ જડતો નથી, તેવા તેના હાલ;
ઉડ્યો ઓપ ઘસવાથકી, પાછો નાવે વાલ. ૩.

ફુલ ખરેલું તુજથી, ફરી કેમ સંધાય ?
ભાગ્યા કડકા કાચના, કાદવથી ન જોડાય. ૪.

ખુબસુરતીને એ રીતે, લાગે જો કદી ડાઘ;
હજાર તું ઉપચાર કર, પણ નવ જાય અભાગ. ૫.

ધન્ય રંગ ઔષધતણો, કર ઉપયોગ અપાર;
તેથી લવ નહિ ફાયદો, તૂટયા એ અવતાર. ૬.

ખુબસુરતી છે મોહની, જોબન ઠગવા કાજ;
ભોળાં ભોગ બનો કદી, ખોશો કુળની લાજ. ૭.

જો ખુબસુરતી વાવરે, આડી વાટે કોય;
સપ્ત સમુદ્રો સામટા, તે લાંછન નહિ ધોય. ૮

કાયા ભ્રષ્ટ અભાગણી, જીવડો ગોથાં ખાય;
સ્નાન ગયું શુભ રૂપ ગયું, સ્વર્ગસદન પણ જાય. ૯.

માટે ખુબસુરત સખી, કર ખુબસુરત કામ;
ખુબસુરતી કરવે કહે "ખુબસુરત" બે'રામ. ૧૦.

મિશ્ર

## સતી સ્ત્રી વિષે.

### દોહરા.

હે હર આ શી આપદા ? ગરીબ રાંડ કંગાલ;
હિંદુ તુજથી ઘાતકી, નથી બિચારો કાળ. ૧.

ચિંતા કરતી વિધવા, સળગે ચિતા સાથ;
"પતિવ્રત્ત" ધારે મને, "રાખી રિઝવું નાથ". ૨.

જીવતો જીવ અર્પણ કરી, જમ સંગાથે જાય;
ખ્યાલ કરે બેહાલ આ, કરતાં કેમ કરાય ? ૩.

કાયા કંચનથી ઉંચી, તાણી તોડી જીવ ખોય;
અમુલ દામનો આતમા, ટળવળ કરતો રોય. ૪.

અણસમજુ વિધવા મરે, કરી આમ નિજઘાત;
અરરર અંતર ઉકળે, અધિક થાય ઉતપાત. ૫.

દેશ ઉપર ઈશ્વર રૂઠે, ઉઠે હિંદુ નામ;
જો આ રીત છાંડો નહીં, દેશ દુખી બેરામ. ૬.

---

## સોગન વિષે.

### દોહરા.

લબાડ સોગન ખાયછે, ખરો મનાવા કાજ;
પણ વાણી સોગન સહિત, પરખાએ પતરાજ. ૧.

સાચું કો માને નહીં, દિયે કસમનું જોર;
બેવડ જુઠું બોલતાં, પાપજ થાય અઘોર. ૨.

સાચતણે શી આંચછે ? દીઠું તેવુંજ બોલ;
સોગન વાત બગાડશે, ઘાલી ખોટું ડોળ. ૩.

સાદે સાદું બોલવું, નહિ દેવો શૃંગાર;
જો ચાહેતો માનશે; નહિતો શી દરકાર ? ૪.

જરૂર વિના સોગન લીધે, બગડે સઘળું કામ;
કસમ સાથના બોલ કો, નહિ માને બે'રામ. ૫.

## કાલનો ભરોસો નથી.

### દોહરા.

"આજ મને અવકાશ ક્યાં ? કરીશ કામ એ કાલ";
જે મુર્ખો આ'વું બકે, તેના હાલ હવાલ. ૧.

એક ઘડીપર ભાવ ક્યાં ? કોણે દીઠી કાલ, ?
કાલ કાળ લઈ આવશે, ઉડી જશે વરાળ. ૨.

તરિયો તે તુજ બાપનું, આગળ ઘોર અખાત;
વાટ જોઈ બેસી રહ્યે, રહીશ ઘસતો હાથ. ૩.

ભવપાણી આવી ચઢે, તરવું અતિ મુશ્કેલ;
મોજા ચઢશે જોસથી, સમજ વેહિઆ બેલ. ૪.

નહિ કરતો તું વાયદા, કરજે સઘળું હાલ;
ભુંડા ભવિષ્યના પેટમાં, ગુપ્ત કાળ વિકરાળ. ૫.

જે કરવું તે આજ કર, કાલે શો અવકાશ ?
વધુ કામ કાલે નડે, આજથકી સુણ ખાસ. ૬.

ટુંકી મુદ્દત માનવી, નિત્ય માગણી થાય;
વધે કામ ક્ષણ ક્ષણ જવે, આયુષ ઘટતું જાય. ૭.

માટે માગે સુખજો, બન્ને ભવની માંય;
કાલ ભરોંસે ના સુઇશ, કર જે હમણાં થાય. ૮.

અગવડથી સગવડ મળે, દુખ વેઠયે સુખ હોય;
કામ કરી આરામ કર, નહિતો પાછળ રોય. ૯.

ધસડી જઈ આ ઘરથકી, પુછશે જમ જવ સ્વાલ;
જવાબ શો બે'રામ દે, ? કિયા કામની કાલ ? ૧૦.

---

## મોતવિષે.

### છપા.

મોત સર્વની પાસ, મોત કોને નહિ મૂકે;
મ્હેલ ઝુંપડાંમાંય, રાય કે રંક ન ચૂકે.
દેશ વિદેશે જાય, ભીમ શૂરાને વેશે;
આવી કે' યમરાય, "આણ મારી અહિં બેસે."
કો પથ્થર કિલ્લામાં વસે, વાસી દ્વાર લોઢાંથકી;
સંતાઈ મોત જોયા કરે, એક વાર ધરશે નકી. ૧.

જમીનમાં કર વાસ, તાપ પડવે ટળવળશે;
જળમાં જઈ કર વાસ, મગર થઈ મોત નિકળશે.

આકાશે કર વાસ, વાયુમાં વાયુ મળશે;
રણમાં જઈ કર વાસ, ધૂળશું માટી ભળશે.
અહિં નહિ ટકશે કો વાસ રે, વાસ નર્ક કે **સ્વર્ગ**માં;
ચેતે તેતો એ'શમ કે', સુખિયો માનવવર્ગમાં. ૨.

---

## કેફીવિષે

### અનુષ્ટુપ છંદ.

કેફી લોકો ઘણા પીડે, કેફી અમ્મલની વચે;
જેની કાયા સદા ચીડે, તે આજારી નહીં બચે. ૧.

પે'લાંથી માનવી અંધો, અંધો કેફે થશે પુરો;
જ્યાં ત્યાં રે' ડોળી દુર્ગંધો, ગંદો અંધો અતિ બુરો. ૨.

ધારે કે હું સુસ્ત ભારી, માટે કેફી ચીજો થકી;
કાયા ઉદ્યોગી રે' મારી, તેથી રૂડું થશે નકી. ૩.

મૂકને જાણીને કેડો, કેફે કો દી બળી મરે;
સાચે આ મદિરાએડો, ભોથી સારો સમો ભરે. ૪.

કેફે પૈસા ખર્ચી રોગી, રોગી રોગે બહુ ધ્રુજે;
જોગી ભોગે બને ભોગી, કયાં જાવું તે નહીં સુઝે. ૫.

જેને ત્યાં જૈ સદા બેસે, કેફે વ્યાકુળ જો બની;
તે પાડોશી ખોજી કે'શે, કયાં રાખું કેફી ધણી ? ૬

નાસી નાસી હવે છુપે, થૈ વિસ્મરણ વહુ પિએ;
અંતે કેફી પડે કૂપે, ત્યાં મનડું ચિંતા દિએ. ૭.

અંતે તે અંત ત્યાં પામે, કાયા જ્યારે અતિ ખિજે;
આંખે તે દીઠું બે'રામે, હૈડ્યો કેરી ભવે બિજે. ૮.

---

## મરીગયેલા સ્વામીના ગુણગાન.

"જોયું જોયું રે કોલાપુર શેહેર, વડોદરૂં બહુ સારૂં" એ રાગ.

મતિ દ્યો જગદીશ મા'રાજ, સેવા કરવાને;
મને એમાં શાની રીસ, શીશ નીચું ધરવાને ? ટેક—

નીચે ધરવા ઊંચે ચઢવા, સ્વરગે સ્વામીને મળવા રે;
સુખી સ્વામીનાં દરશન કરવા, મારી હુરમત જળવા,
દરશન કરવાને. ૧.

તેર વરસની હતી તારૂણી, સ્વામીજીની સલુણી રે;
વસતાં જાણે વૈકુંઠમાં અમે, અરસપરસ રસ ભરવા,
દરશન કરવાને. ૨.

અચળ સ્નેહનો સ્વામી મારો, મો'બતમાં મનસુખરે;
તન મન ધન ને જોબન કીધાં, અરપણ ભવજળ તરવા,
દરશન કરવાને. ૩.

ભણી ગણી કૂશળ બની વા'લો, વૈમ હણી વદે વેણ રે;
સ્વતંત્ર ચોખો શુભ મત એનો, પરદુખને પરહરવા,
દરશન કરવાને. ૪.

જૂઠ સુધારે વા'લો સત્ય વધારે, ધર્મ ઉપર ધરી ભાવ રે;
'ઓ ઈશ ઓ ઇશ' મુખથી ઉચારે, નહિ વિસરે ગુરૂ ગરવા,
દરશન કરવાને. ૫.

વસજો સ્વરગે દૂત અવતારે, હમજો મોક્ષમોઝારરે;
લઈ આશિષ રૂડી એ'રામની, દેવ નામ મુખ ધરવા,
દરશન કરવાને. ૬.



## વિશ્વના વિચારથી વેગળા વસવા વિષે.

"સુણ સાહેલી, ઈશ્વકેરી માયા અપરંપારછે." એ રાગ.

વા'લાં વિવેકી, વિશ્વતણા વિચારથી વેગે જઈ વસો;
વિદ્યા વડીને વિવેકી વેણે વડે વે'માને ડસો. ટેક.

સારાં થઈ સંસાર સુખ જોશો, દુરાચરણી દુખડાં સોસો;
પછી રૈયત કે રાજા હોશો, વા'લાં વિવેકી. ૧.

સારાંને સ્વર્ગે સુખ મળશે, નરસાંનો નર્કે નાશ થશે;
પાપી જન ત્યાંતો ટળવળશે, વા'લાં વિવેકી. ૨.

અલ્યા રૂપ લીધું તે રાજાનું, એ રાજ નથી દિન ઝાઝાનું;
ક્યાં ભાન બળ્યું મ્હા સજાનું? વા'લાં વિવેકી. ૩.

અલી દોલત નહિ તને ટકવાની, અલી સદા જીવી તું નશકવાની;
તુજ કજા નહીંજ અચકવાની, વા'લાં વિવેકી. ૪.

જે સુખ સંસારીપર મરતાં, જે ક્રુર કર્મ લોભે કરતાં;
તે ગયા ખતા ખાતાં રડતાં, વા'લાં વિવેકી. ૫.

કરી ઇશ્વરને અંતરજામી, ખરી ખોડ તજો આપણ ખામી;
પરિગ્રહતણી પ્રીતિપામી, વા'લાં વિવેકી. ૬.

સુણો સજ્જન સજની શુભ વેણો, જગ સુખ પર જે ન કરે નેનો;
ભવ સફળ કહે એ'રામ એનો, વા'લાં વિવેકી. ૭.

---

## પરસ્પર સુખની વેંહેંચણવિષે.

ખ્યાલ.

અરસ પરસ રસ પિઓ રસિક સહુ, સરસ નરસ રસતા જમના;
અવળા સવળા કળા વાવરી, ભલા થવામાં ન રાખો મણા.
રથમાં બેસી તીરથ કરવી, તરત અરથ એનો ઊપજાવ;
વિમાન તૂટ્યે જાન જશે, તું જ્ઞાનદાન ઇનસાન બતાવ.

ઝુલ.

હા જ્ઞાન કરે ઇનસાન, ને દાન દિએછે માન;
હા દાન દિએછે માન, સુખિઆ માનવસંતાન;
સુખિઆ માનવ સંતાન, ઉગારે ઉડતા જાન;
ઉગારે ઉડતા જાન, દઇદાન ખરો ઇનસાન;

સાર ખરોછે યાર રહો તૈયાર,વાર કરવાથી ફના,
અવળા સવળા કળા વાવરી, ભલા થવામાં ન રાખો મણા. ૧.

સ્વર્ગે રે'વા કરવી સેવા, એવા તેવા મળશે યાર,
નર્કે જવાની મરજી હોય તો ગરજી અરજી ના દું સ્વિકાર;

કરવું તેવું ભરવું, ઉગરવુ, મરવું નહિ તો એક ઇલાજ,
ગરમી શરદી વેઠી ગરદી, દળદર દરદીની આ દાઝ.

ઝુલ.

હા લાજ તજી સુખ કાજ, આ દાઝ તજી પતરાજ;
આ દાઝ તજી પતરાજ, નહિ રાજ ટકે મિજાજ;
નહિ રાજ ટકે મિજાજ, નહિ ટકે આજનું તાજ;
નહિ ટકે આજનું તાજ, કહું કાલે નવો રિવાજ;

ભાર રાખીને માર અપાર ઝીલે બહુવાર ગમાર ઘણા,
અવળા સવળા કળા વાવરી, ભલા થવામાં ન રાખો મણા. ૨

મરણ સમે કો વરણ જોવી નહિ, ચરણ જવું કારણ બંચાવ,
હવે આપી દે સંતાપી, પાપી માપીને તું નિભાવ;
ધરમ બધાનો કરમ કઠણ સૌ, નરમ કરીને શરમ મટાડ,
ઓછો અદકો સુખનો કડકો, સૌને તડકો પાછળ તાઢ.

ઝુલ.

જો કડકો તડકો હોય, નહિ અદકો ભડકો જોય;
નહિ અદકો ભડકો જોય, ખડકો દુખના નહિ કોય;
ખડકો દુખના નહિ કોય, ફટકો અટકો નિજ ખોય;
ફટકો અટકો નિજ ખોય, ધટકો અટકીને રોય;

ગર્વ કરો નહિ સર્વ જવાના, ગયા ખર્વ નિખર્વ જણા,
અવળા સવળા કળા વાવરી, ભલા થવામાં ન રાખો મણા. ૩.

સુખને વખતે દુખ નહિ સુણશે, ભુખથી જ્યારે મુખ સુકાય,
કરડી આંખે મોંઢા મરડી, જુવાન ઘરડી મૂકી જાય;
દ્રવ્ય પડીકાં લઇ ઉછીકાં શીકાં મુખથી નહિ તું વાળ,
લેવું તેનું દેવું નહિ તો, કે'વું કોને હે ચંડાળ?

ઝુલ.

નિજ માલ ઉછીકો માલ, કંગાલ દુખીને આલ;
કંગાલ દુખીને આલ, દયાળ પ્રભુને વાળ;
દયાળ પ્રભુને વાળ, પાછળથી થાશે ન્યાલ;
પાછળથી થાશે ન્યાલ, નહિ વાળે તો સંભાળ;

હિસાબ પુછે સિતાબ જ્યારે, જવાબ દઇશ શું ધર્મ વના?
અવળા સવળા કળા વાવરી, ભલા થવામાં ન રાખો મણા. ૪.

ધરી સબૂરી તજી ગરૂરી, પૂરી હોંસ તું શૂરી રાખ,
વિપત્ત આવે ઘડપણ ભાવે, જે વાવે તે ભાવે ચાખ.
આપો-હાથે ભોગવી જાતે, રહો નિરાંતે વળશે દામ,
આવું કરશો પાર ઉતરશો, તરશો, નહિ મરશો કો ઠામ.

ઝુલ.

નહિ મરે અરે તે નર, જે અરે ધરે ઉરપર;
જે અરે ધરે ઉરપર, જે ખરે કરે ફિકર;
જે ખરે કરે ફિકર, દુખીયાંપર કરે નજર;
દુખીયાંપર કરે નજર, તે નર ખરે નહિ ખર;

તોલ કરો દઈ કોલ બધા આ બોલ ખરા એ'રામતણા,
અવળા સવળા કળા વાવરી, ભલા થવામાં ન રાખો મણા ૫.

## મોતને ધીરજથી મળવાનાં સાધનો.

"માનની માનની માનની રે બે'ની સાચી શિખામણ માનની."
એ રાગ.

મરણ સમે ગભરાશો રે, સહુ મરણ સમે ગભરાશો;
(માટે) પાપથી વેગળાં નાશો રે, સહુ મરણ સમે ગભરાશો. ટેક.

પાપની થાપથી આકળા વસજો;
જીત્યો કામ તે જીત્યો ખાસો રે; સહુ. ૧.

સુખ સંસારી હઠાવીને હસજો;
નથી ફસ્યા એમાં સો કે પચાસો રે; સહુ. ૨.

જુવાની દિવાની રાખો સદ્‌ગુણ સાથે;
એના કપટે ચપટ સપડાશો રે; સહુ. ૩.

લોભની જાળને રાખો ન માથે;
સુખ ઉડી પડશે દુઃખ પાસો રે; સહુ. ૪.

પરનિંદા થકી હાથ ઉઠાવો;
ના પે'રો અદેખાઈ ફાંસો રે; સહુ. ૫.

સૌને ભલા લાભ માટે વધાવો;
પરસુખથી ન મારો નિસાશો રે; સહુ. ૬.

તજો અતિ આળસ કામમાં ગુંથાઈ;
જગ જાણો બે દિવસનો વાસો રે; સહુ. ૭.

ચોરી લુંટી અંતે બાંધી લંગોટી;
ત્યારે થાઓ ન જુઠ જગદાસો રે; સહુ. ૮.

જાણી બુજી કોઈ જાઓ ન નરકે;
મળશે નહિ ત્યાં કો દિલાસો રે; સહુ. ૯.

ચિતમાં ચાહો જો સિધારવા સ્વરગે;
તો બે'રામ વેણ તપાસો રે; સહુ. ૧૦.



## સુખી ઘડપણ શાથી આવેછે ?

"ફુલણજી તમે ફુલાવ્યા ક્યમ ફુલ્યા રે ફુલણજી." એ રાગ.

કાકા મારા ઘડપણ તમને આવ્યું રે, કરસનજી;
તોપણ ઝટ ઝટ કરો કામ મન ભાવ્યું; કાકા કરસનજી. ૧.

મુખપર તો વિરાજે ઉજવળ કેશ રે, કરસનજી;
તોપણ ચાલો ધમધમ તારૂણ વેશ; કાકા કરસનજી. ૨.

એ શું કે તમ ઘડપણ સુખ ન ખોય રે ? કરસનજી;
સ્હેજ કહો એ શા કારણથી હોય ? કાકા કરસનજી. ૩.

યયો મને એવો ઘડપણે વિચાર રે, તારૂણિઆ;
કે જુવાની નહિ ટકશે દિન ચાર; વા'લા તારૂણિયા. ૪.

કાયા કૌવત જાળવિઆં તે દીસે રે, તારૂણિયા;
પડે ન તેની ગરજ ઘડપણ વિશે; વા'લા તારૂણિયા. ૫.

લોકો કે'છે તારૂણનેજ વિલાસ રે, કરસનજી;
નહિ ઘરડાને મોજ મઝાની આશ; કાકા કરસનજી. ૬.

ગયા દિવસપર બકબક તમે ન ગાઓરે, કરસનજી;
એ કારણ તો સ્હેજ મને સમજાવો; કાકા કરસનજી. ૭.

તરૂણપણામાં રાખ્યું મેં મન યાદરે, તારૂણિયા;
લાંબે સુધી ટકે ન તારૂણ વાદ; વા'લા તારૂણિયા. ૮.

આમ કહી મનવિશે ભવિષ્ય વસાવ્યોરે, તારૂણિઆ;
તેથી ભૂત બીજી નહિ ખાવા આવ્યો; વા'લા તારૂણિયા. ૯.

કાકા તમને ઘડપણ થયું અધિકરે, કરસનજી;
ઘડપણમાં તો સૌને યમની બીક; કાકા કરસનજી. ૧૦.

તમે યમવિષે તો પૂર હરખથી બોલોરે, કરસનજી;
તે કારણ મુજ આગળ લગાર બોલો; કાકા કરસનજી. ૧૧.

ઘડપણમાં ખુશ મિજાજ ક્યાંથી આવ્યો રે ! તારૂણિયા;
જોબનમાં મેં ઈશ્વર હૃદય વસાવ્યો; વા'લા તારૂણિયા. ૧૨.

માટે ઘડપણમાં હસતું મુખ દીધુંરે, તારૂણિયા;
સાચે સાચું કારણ એ તુજ કીધું; વા'લા તારૂણિયા. ૧૩.

ભાષાંતર.

---

## કાયાને શિખામણ.

"મન તું મેલ જુઠ જંજાળ, માથે ભમે અચાનક કાળ." એ રાગ.

કાયા કાં તું કોપેરે ! જીવ શું જમને સોંપેરે ! ટેક.
પાપ ટોપલો માથે મૂકી, બને મોતનો ભોગ;
ઈર્ષા ઘેરે મનસા ઘેરે, ઘેરે કારમો રોગ; કાયા. ૧.

કોટી કોટી કષ્ટની સાથે, સુખનું તણખું એક;
એ તણખું જો નહિ તું શોધે, પડે વિપત્ત અનેક. કાયા. ૨.

શુભ નામછે સંતોષ એનુ, જો તું તે નહિ સ્હાય;
થાપણ નાસે આસન નાસે, ડાં'પણ નાસી જાય; કાયા. ૩.

મત્સર લોહી ચુસેછે તારૂં, ભલું કોનું નવ ચા'ય;
વાયુ સાથે ખાલી હાથે, જમડો કરે વિદાય; કાયા. ૪.

"હું હું હું હું," "મારૂં મારૂં", એ સૌ મિથ્યા બોલ;
તું તું તું તું, તારૂં તારૂં, નહિ દમડીનું તોલ; કાયા. ૫.

નાગી આવી નાગી જાશે, નાગી નેં નાદાન;
વસ્ત્રદાન જીવખાતર માગે, ધર ઉરમાં ભગવાન; કાયા. ૬.

છપ્પન રંગની કાયા તુંછે, તંગ વદનથી બંધ;
મિઠાશ એમાં ખટાશ એમાં, સુગંધ નેં દુર્ગંધ; કાયા. ૭.

કાળ ઝપટથી ચેતી રે'જે, નહિ તેને ચૂકાય;
આજે કાલે કશું ન ચાલે, રડવાથી શું થાય ? કાયા. ૮.

મુરખ કાયા જાળવ મનખો, અહિં જીવવું દિન ચાર;
ભલા ભલા ભીમસેન ગયાં ત્યાં તારા તે શા ભાર? કાયા. ૯.

મુકિત તો બહુ મોંઘો મેવો, નાનું સુનું નહિ કામ;
મરજી જો મેળવવાની તો, ધર મારગ બે'રામ; કાયા. ૧૦.



## ઉલટી સુલટી દુનિયાંવિષે.

રાગ ઉપર પ્રમાણે.

દુનિયાં ઉલટ સુલટ છે ખેલ, સાટું મુકિતનું મુશ્કેલ. ટેક.

સુણને ડાહ્યા ગંદી કાયા, માયાના શા મેળ ?
વૈભવ તાણે મે'રન આણે, તાણે તાણા રેલ; દુનિયાં. ૧.

તું મુજને હું તુજને, તારો હું, મારો તું જાણ;
સ્હાય કર્યે જગમાંય દુખીને, થાય ખુશી ભગવાન; દુનિયાં. ૨.

પો'લા આંટા કાઢે કાંટા, ફાંટા માનવ છોડ;
ફાંટે રાજા થયા ફકીરો, રજપુતો રાઠોડ; દુનિયાં. ૩.

દયા દીવો લઇ હાથ દિવાના, શોધ મુકિતનું દ્વાર;
માટી મિલકત દાટી દઇ તું, સ્વર્ગ સુખ સ્વિકાર; દુનિયાં. ૪.

સદા કશું નહિ ટકે જગતમાં, જે આવે તે જાય;
ભગવત રૂઠયે દેવો ઉઠે, નહિ કાં ઉઠે રાય ? દુનિયાં. ૫.

જીવ પરપોટા જેવો ફુટયો, ઝાલે ટોટો કાળ;
બની દિવાનો ધ્રુજે શાનો ? ઉત્તર સીધા વાળ; દુનિયાં. ૬.

ઉત્તર દે કો અલ્પ વીરલા, તું શું દેશે જવાબ ?
કાઢી પોટલી ધરી ચોટલી, માગે જમ હિસાબ; દુનિયાં. ૭.

મનમાં ચેતી ત્યાગ ૪જેતી, કર દુખીયાંને સ્હાય;
દુખ દુનિયાંમાં ઓછાં કરવા, માનવ ઉત્પન થાય; દુનિયાં. ૮

દાન કરે તે દેવાં પેટે, જમે કરે જમરાય;
તેં તો તારી ટેક જાળવી, જગત બધું જશ ગાય; દુનિયાં. ૯.

અરસપરસનો ભાવ સ્વભાવિક, કરજ બધાંને શીર;
અરજ કરે બે'રામ, ગરજ છે, ફરજ બજાવો વીર; દુનિયાં. ૧૦.

## અદેખાવિષે.

"સલામ સૌને હાલ, સાહેબો સલામ સૌને હાલ." એ રાગ.

તારો મનખો બાળ, અદેખા તારો મનખો બાળ. ટેક.

સુખ પારકું જરી જુએ તો, બળી મરે ચંડાળ; અદેખા. ૧.

મનથી માગે એકજ મમવણ, કોઇ ન થાયે ન્યાલ; અદેખા. ૨.

તારૂં કે'વું જગદીશ માને, (તો) સુખનો પડે દુકાળ; અદેખા. ૩.

પાડોશી ઘર રૂડો દિવસ તો, ઘેર સુએ રિશાળ; અદેખા. ૪.

જો કો ભોળું આશિષ માગે, દિયે શાપ કંગાલ; અદેખા. ૫.

કે' બે'રામ આ યમધજાથી, નિકળી જશે વરાળ; અદેખા. ૬.

## અધીરા વિષે.

રાગ ઉપર પ્રમાણે.

અહિં નહિ તારૂં કામ, અધીરા અહિં નહિ તારૂં કામ. ટેક.
બની અધુરો સઘળું માગે, તું શું કાઢે નામ ! અધીરા. ૧.
પલક એકમાં ખલક વસાવે, તો પ્રભુનું શું દામ? અધીરા. ૨.
"આ તે ને પેલું પણ મારૂં" બળી એ ઠાલી હામ; અધીરા. ૩.
"ઘર તો મારૂં ફળિયું મારૂં, મારૂં આખું ગામ;" અધીરા. ૪.
એ સઘળું જો તારૂં હોત તો, શું સદગુણનું ઇનામ? અધીરા. ૫.
વધુ કમાતાં વધુ માગશે, જગ લજ્જા પરિણામ; અધીરા. ૬.
સદા અધીરો સદા આંધળો, સદા ફજેતી પામ; અધીરા. ૭.
નહિ ઇર્ષામાં ફાવે ત્યારે, બકબક કરે ગુલામ; અધીરા. ૮.
જરી દુઃખથી થાકી રૂએ, માગે સુખ તમામ; અધીરા. ૯.
જે મુખમાં આવે તે બોલે, રસનાને ન લગામ; અધીરા. ૧૦.
તજે મિત્રને તજે મુનીમો, તજે ગામ બેરામ; અધીરા. ૧૧.



નીતિસંબંધી વિષય સંપૂર્ણ.

---

## સ્ફુટવિષય.

### વિધવાના છુટકારાવિષે

#### ત્રિભંગી છંદ.

હે હીણ હઠીલા, જમ જાતીલા, ઢીલાંઢીલા, કેમ કરો ?
શુભ અવસર પાસે, વે'મો ના'સે, કાં જીતઆશે, જુઠ વરો?
સૌ દુખી અબળાને, મરદ ભલાને, સતપાળાને, સોંપી દો,
જગ સુખહિણ નારી, ગરીબ બિચારી, બેઠી અકારી, કાપી દો. ૧.

આ દેશ સુધરશે, રિધ સિધ વધશે, પાપ ઉતરશે, છુટ દીધે,
દીનબંધુ કે'શે, દેશ વિદેશે, કીર્તિ રે'શે, આમ કીધે;
જે હશે અકર્મી, પુરો અધર્મી, વિપત્તગરમી, નહિ ટળશે,
જો ઇશ્વરજાયા, કરશે સાહ્યા, તો ઇશમાયા, ઝટ મળશે. ૨.

પશુ બાળ કપાયે, ઉદરમાંહે, નહિ નિકળાએ, માન વતી,
બનો માત નિરાશી, નિરાશફાંસી, ધાલે ત્રાસી, ક્રુર મતિ,
મનમા બહુ લાગે, બળતાં આગે, વિધવા માગે, સુખ રડી,
બે'રામ વિચારૂં, ચાલે મારૂં, તો ઉગારૂં, આજ ઘડી. ૩.

---

## જીવ અને જમ વચ્ચેના જુદ્ધવિષે.

ઝુલણા છંદ.

જીંદગી જુધવચે, નાશથી જે બચે,
 તે રચે મુક્તિનો માર્ગ સીધો;
હારીને તે જીતે, શુદ્ધ છે જે ચિતે,
 ઘુંટ અમૃતતણો જાણ પીધો:
કાળ માથે લઈ, બાળ પેદા થઈ,
 કાળ મારે અરિ દૂર કરવા;
શ્વાસ યમપાસછે, નામનો નાશછે,
 આશ રાખો સમય એક મરવા. ૧.

એક વર્ષે પુગે, મૃત્યુતત્વે ફુગે,
 પાપ ને તાપ બહુ જગતણાંથી;
રોગના જોગથી, ભોગ આવી મળી,
 છોડવે પાપ બીજાં ઘણાંથી:
ખિલતા મોરને, ચોર ચુંટી જશે,
 ધર્મ તેનો ન કોને વિસરવા;
શ્વાસ યમપાસછે, નામનો નાશછે,
 આશ રાખો સમય એક મરવા. ૨.

બાળ થઈ છોકરો, જગતની ઠોકરો
 બહુ પડે હાલ કંટાળી હાંકે;

લખત પ્રભાતણા, સમય હેરી ઘણા,
ને વળી ક્રુર જગ ઇનિસાફે:
ફુંકતો વાંસળી, કાળ આવે વળી,
ખાંણી ખાંણ કરી પ્રાણ હરવા;
શ્વાસ યમપાસછે, નામનો નાશછે,
આશ રાખો સમય એક મરવા. ૩.

તરૂણ થઇ માણસો, તરૂણતા છોડી દો,
વિરૂધ હઠો ધસી દુખધજાની;
સ્વપ્ન કેરી ભુલી, આકુળી વ્યાકુળી
હાલતે શૂળી પે'રો સજાની:
મોત આવી તકે, મુખભણી ઝુરકે,
કોઇને દે નહીં સ્થિર ઠરવા;
શ્વાસ યમપાસછે, નામનો નાશછે,
આશ રાખો સમય એક મરવા. ૪.

જો છુટે આસમે, કાળ પાછો ભમે,
કો સમે આવી તેને નડેછે;
બાળ ગોપાળ ને, વંચ નિશાળની
સર્વ સંભાળ માથે પડેછે:
પાણી જીવતરતણું, સુકવીને ઘણું,
દે નહીં કાળ કોને ઉગરવા;
શ્વાસ યમપાસછે, નામનો નાશછે,
આશ રાખો સમય એક મરવા. ૫.

રીબીને તું મરે, જો હજી નહિ ખરે,
  જીંદગી આખરે તો જવાની;
વર્ષ ઝાઝાં જીવે, તરસ, પાણી પીવે
  લોભનાં, તારી વધતી થવાની:
જીવ ફેરા ફરે, સ્થિર તે ના ઠરે,
  ના મળે વાટ ભવસિંધુ તરવા;
શ્વાસ યમપાસછે, નામનો નાશછે,
  આશ રાખો સમય એક મરવા. ૬.

જો હજી રહી ગયો, તો સુખી નહિ થયો,
  સુખ સૃષ્ટિવિશે ક્યાંથી લાવે?
પાપના થાપડા, બાઝી હે બાપડા,
  તુજ પીઠે ભાર ભારે ચઢાવે:
ડમકતો ડમકતો, વેરીથી ચમકતો;
  વેગ કાપે નીચું શીશ ધરવા;
શ્વાસ યમપાસછે, નામનો નાશછે,
  આશ રાખો સમય એક મરવા. ૭.

અંત આવી હવે, કાળજાુ કંપવે,
  આધિ વ્યાધિ વધી વૃધપણામાં;
ખેદ મનમાં ખમે, ઉઠવું ના ગમે,
  આશ ક્યાં સુખ આકાશનામાં?
જો કરે વાયદો, લેશ નહિ ફાયદો,
  દે નહીં કાળ કુટીલ ફરવા;

શ્વાસ યમપાસછે, નામનો નાશછે,
આશ રાખો સમય એક મરવા. ૮.

જો હજી રે' અડી, જગતમાંહે ચઢી,
મોતને છેતરી બહુ હંફાવે;
શાપ લઇ કુળનો, જીવડો ધુળનો,
જીવતો રહિ બધાંને સતાવેઃ
ડોળ નીચું જશે, બોલ કો સુણશે,
કોલ આપે ફરીને સુધરવા ?
શ્વાસ યમપાસછે, નામનો નાશછે,
આશ રાખો સમય એક મરવા. ૯.

જુદ્ધ આ'વાં વિશે, જો સતે જીવશે,
તો જશે હામશું નાથપાસે;
જો ફસે ફેલમાં, મોજની રેલમાં,
તો છુપાયા કરે નાશત્રાસેઃ
નાશ અંતે થશે, જ્યાં ગમે ત્યાં જશે,
મોત કોને નહીં દે વિખરવા;
શ્વાસ યમપાસછે, નામનો નાશછે,
આશ રાખો સમય એક મરવા. ૧૦.

માનવી સૌ સુણો, વાસ બે દિવસનો,
તન તણો નહિ ભરોસો ઘડીમાં;

સૂર્ય સ્વારી ખરે, જ્યમ દિસે આદરેં,
 પણ બુડે બોલતાં રાતડીમાં:
મોતથી નવ ડરો, પ્રાણ અર્પણ કરો,
 દૈવમાં સહુ દિવસ એક ભરવા;
શ્વાસ યમપાસછે, નામનો નાશછે,
 આશ રાખો સમય એક મરવા. ૧૧.

કષ્ટથી જો મરો, મન નિરાળું કરો,
 ઠામ ભોમી નથી આ સદાનું ;
સુખમાં જો રમો, જગભણી નવ ભમો,
 ભાન રાખો ઉરે વાયદાનું:
વાયદો ચૂકવી, નહિ શકો માનવી,
 જાણવી રીત રૂડી ગુજરવા ;
શ્વાસ યમપાસ છે, નામનો નાશ છે,
 આશ રાખો સમય એક મરવા. ૧૨.

તેર છંદો ઉંડા, શિખશે જે રૂડા,
 તે ભુંડા નહિ થશે મોતબીકે;
જીંદગી જુદ્ધમાં, રહી સદા શુદ્ધમાં,
 બુદ્ધ પેરેજ બુદ્ધિથી ધીકે:
ચેતી જે રે' ચિતે, મોતને તે જીતે,
 જો જીતે મોત તેને તથાપિ;

ધ્રશ બે'રામના, એ અમુલ દામના,
સૌ કરે વાસ બ'ને પ્રતાપી. ૧૩.



## પ્રિન્સ ઑફ વેલ્સના મંદવાડ તથા તેના ચમત્કારિક રક્ષણવિષે.

ઝુલણા છંદ.

સર્વવ્યાપક પિતા, આપ અણદેખીતા,
રાણીજાયો અમારો ઉગારો ;
સ્વામીના વિરહથી, શાકમાં બુડતી
માતને શીશ આશિષ ઉચ્ચારો :
દુઃખસાગરવચે, કોણ બળિયો બચે?
નહિ મળે સા'ય જેને તમારી;
હાલ જય જય થયો, કાળ પાછો ગયો,
સ્થિતિ રાણીની ઈશ તેં વિચારી. ૧.

મોતની ચોટથી, જીંદગી ઓટથી,
વૈદ્ય સર્વે ગયા હામ હારી;
સૂર્ય ઝાંખો પડે, ચંદ્ર ગ્રહણે નડે,
રાણી રોવે અતિશે અમારી:
બંદગી કારણે, ઘંટડી ગણગણે,
થઈ રહ્યો જગતમાં સોર ભારી;

હાલ જય જય થયો, કાળ પાછો ગયો,
 સ્થિતિ રાણીની ઈશ તેં વિચારી. ૨.

લોક આ સાંભળી, દેશ દેશે મળી,
 સત પ્રજાધર્મ આજે બતાવે;
વૃદ્ધ નાનાં બહુ, રંક રાણા સહુ,
 બંદગી મંદીરોમાં પઢાવે:
આંખ પાણી વહ્યાં, સર્વ દુખિયાં થયાં,
 ખુલ્લી સુખની ન રહી એક બારી;
હાલ જય જય થયો, કાળ પાછો ગયો,
 સ્થિતિ રાણીની ઈશ તેં વિચારી. ૩.

માત બાળક મૂકી, બાપ ધંધો ચુકી,
 દેવળે સા'ય માગે પુકારી;
છાતી ધાઢી કરી, બ્યારી રોતી ફરી,
 સ્વામી અકળાટથી હાય મારી:
ભાઈ બે'નો ડરે, માત જોયા કરે,
 હે પ્રભુ તું ન કરતો ખુવારી!
હાલ જય જય થયો, કાળ પાછો ગયો,
 સ્થિતિ રાણીની ઈશ તેં વિચારી. ૪.

ધ્રુજતો કાંપતો, વિપતથી હાંફતો,
તાકી કાસદ ભણી તું નિહાળી;

ધારીને ધ્યાનમાં, મોતના કાનમાં
બોલિયો "રાજ'નો કોણ વાલી"?
આ અરજથી ટકી, શત્રુથી ઠાવકી
સાચવી જીંદગી જે જનારી;
હાલ જય જય થયો, કાળ પાછો ગયો,
સ્થિતિ રાણીની ઈશ તેં વિચારી. ૫.

સ્થળ સ્થળે સ્નેહી રહો, પળ પળે જોઇ જઇ,
ટળવળે રોઇ આ દુખ્ખ વિશાળે;
આશ શેની બળી? વિપતની વાદળી,
આવી ચઢી ઓચિતી આજ કાળે:
હર્ષની શી મણા? મોતચિંતા ફના,
રાત દુખ્ખની દુખી તેં ગુજારી;
હાલ જય જય થયો, કાળ પાછો ગયો,
સ્થિતિ રાણીનો ઈશ તેં વિચારી. ૬.

મોતનો સ્વાદ લઈ, તું સજીવન થઈ,
દઇ જીવન જનનોને તો હસાવે;
યમ ગયો જો લુટી, દોરી ભવની તુટી,
રોતી રાણી રૂદનમાં ફસાવે:
કષ્ટને આ સમે, સા'ય કીધી તમે,
ઈશ રાણી આધિક ઉપકારી;
હાલ જય જય થયો, કાળ પાછો ગયો,
સ્થિતિ રાણીની ઈશ તેં વિચારી. ૭.

હર્ષને ઉભરે, મન કર્યું નવ કરે,
    કેમ અભિનય સમાવ્યો સમાવ્યો?
માત હૈડું હસે, નાથ તું બહુ કસે,
    પણ ધસ્યાથી નહીં તન ધસાએ:

નૈન નિરખાવિયાં, લોક મન વારિયાં,
    શુદ્ધ કરી કષ્ટખારે નિખારી;
હાલ જય જય થયો, કાળ પાછો ગયો,
    સ્થિતિ રાણીની ઈશ તેં વિચારી. ૮.

અચળ થઈને રહ્યું, કુળ જેણે સહ્યું,
    પણ કહ્યું નહિ મુખે વેણ કડવું;
શરણ ઈશને ગયે, મરણ મૂકી કહે,
    'આજ હસવું થયું કાલ રડવું:'

સહન ધીરજે કર્યું, મોત પાછું ફર્યું,
    થયુંજ રક્ષણ મહા ચમત્કારી;
હાલ જય જય થયો, કાળ પાછો ગયો,
    સ્થિતિ રાણીની ઈશ તેં વિચારી. ૯.

દેશ કીર્તિ રહી, કુળ છાયા થઈ,
    શીર છત્ર પ્રિયાને વિરાજે;
"પાટવી બહુ જીવો, પાટવી બહુ જીવો,"
    એ અવાજો ગગનમેર ગાજે:

શુભ આ ટાકણે, લોક ભક્તિ ભણે,
શે'રમાં હર્ષની ચાલી સ્વારી;
હાલ જય જય થયો, કાળ પાછો ગયો,
સ્થિતિ રાણીની ઈશ તેં વિચારી. ૧૦.

સૌ થવાનું થયું, નામ તો રહિં ગયું,
વહિં ગયું વેર વેરી પુરાનું;
સૂર્ય અસ્તે રૂએ, ઉદય પાછો જુએ,
નેં હસે રાજ ઇંગ્લિશ પુરાનું:
શોક લોકો તણો, જે વધ્યો શતગણો,
જોઇ તે સ્તુતિ ઈશ તેં સ્વિકારી;
હાલ જય જય થયો, કાળ પાછો ગયો,
સ્થિતિ રાણીની ઈશ તેં વિચારી. ૧૧.

મોત મુખથી બચી, ભવ ફરીને રચી,
તું જન્મ્યો જેમ પુનરાવતારે;
તેમ સઘળી વિપત, ટાળીને લઇ તખત,
જીવજે જગવિશે સુખ વધારે:
બાર છંદો શૂરા, ગાય જે કો પૂરા,
સંકટે હામ ધરશે બિચારા;
થઈ પડે કામનાં, વેણ એ'રામનાં,
નાથ દુખમાં નહીં છોડનારા. ૧૨.

## દીવાળીવિષે.

મનહર છંદ.

આવો બે'ની ઉઠો! આજ દિવસ દીપાવા કાજ,
કાઢો મધુરા અવાજ લાજ આજે ઠાલી છે;
દુકાન સામનથકી ગગનપેરે વિરાજે,
વર્ધમાન વેપારીમુખે ગુમાનલાલી છે:
બન્યો ખાસ દેવવાસ, સ્વર્ગથી મળ્યો પ્રકાશ,
જોઇ આંખે ઝાંખ જો કે દૂરથી નિહાળીછે;
વાજતી વિરાજતી જે આવે સાજ સજી ખાસ,
રૂપાળી ને લોકવા'લી ભાળી તો દિવાળીછે. ૧.

સર્વ દેવ દેવી મળી, મહાદેવ વિષ્ણુ વળી,
અંબાજી બહુચરાજી, પાવાવાળી કાળીછે;
વે'મી ભોગ દેઇ જોગ સાંધી મુઠચોટ શિખે,
દયા ઉપજાવે સ્થિતિ વે'મથી વિંટાળીછે:
ગાય રંક રાય છંદ, ચપળ ઘણાક મંદ,
આવી અડગ્યા મુક્તાનંદ અને વનમાળીછે;
શારદ નારદ ગણાધિપ મોખરે વિરાજે,
રૂપાળી ને લોકવા'લી ભાળીતો દિવાળીછે. ૨.

લક્ષ્મી ભજાય અહીં, ચોપડા પૂજાય તહીં,
રૂપીયા ગણાય થેલી કો ભરેલી ખાલીછે;
વેપારિયો લેવું દેવું ચૂકવી નિશ્ચિંત થાય,
એવી ધામધૂમવાળી દીવાળી તો આલીછે:

મીઠાઈ મિષ્ટાન વ'ચે શેઠ કે ગુમાસતાઓ,
ખેવડી ને રૂપીઆથી ભરી ફરી થાળીછે;
લુટો લુટતાં લુટાય, ખાઓ જે ખાતાં ખવાય,
રૂપાળી નેં લોક વા'લી ભાળી તો દીવાળીછે. ૩.

દેવાળાં દેવાળીયાઓ, કાઢે કો દુકાળીયાઓ,
તેઓ પણ દીવાળીના ઠાઠ ન બગાડશે;
દીવાળીને દિન કહું દેવાળીયાઘેરપણ,
નગારાં નગારચી નિરાંતથી વગાડશે:

મનહર મન હરે તનતાપ બંધ કરે,
જન કો મરે ન, ખરે સો દીવાળી કાઢશે;
ગાઇને ગવાડી ગીતિ, પાળીને પળાવી રીતિ,
બધારી એ'રામ હામ ધરી બા'ર પાડશે. ૪.



## મુબ્બઈની હરાજી વિષે.

મનહર છંદ.

મૂકી માલ ધણી માજી, રૂપૈએ દોકડે રાજી,
રૂએ આવે હાલે લાજી, દિવાના દેવાળીઓ;
શુભ શાખ ખોઇ ઝાઝી, ગામ ગામ ગપ ગાજી,
નવ દિનનો મે'તાજી, છે નવો નિશાળીઓ:

શાંડ 'મારૂં મારૂં' કે'તી, ન ચેતાવી રહી ચેતી,
શેરીમાં કરી ફજેતી, માગે માલ વાલીઓ;
કોઈ મારે લાત ઓઇ ધીરજ, પછાત જોઇ,
ધણીને બતાવે કોઇ, પાડી હાથે તાળીઓ. ૧.

દાબે કોઇ ખાટપાય, વળી સુજની દબાય,
ઘરાકો તો ખાવા ધાય, આવી પતરાજીમાં ;
પગે મારી હાથે દાબે, રૂપૈએ આને હિસાબે,
માગે સારે કે ખરાબે, લાભ લેશ બાજીમાં;
આવે સખી બહુ સુમ, થાય ભીડ ધામધૂમ,
ચાંટે મોટે મારે ચુમ, દમ હો વો'રાજીમાં:
ઓજા નં મેમણો જાય, બીજા ન એમાં કમાય,
ન એ'રામનું મનાય, આ ઉંડી હરાજીમાં. ૨.

---

## મુંબઈનો લોભ અને તેનાં પરિણામ.

### સવૈયા એકત્રીશા.

શેર કરી બહુ વેર કરી વેરી લોભની સાથે તું મુંબાઇ,
સંતોષ સ્વામીથી નહિ રાજી, લોભની રાંડ બની રંડાઈ;
જગદોલત સૈયારી લેતાં, હારી તું ફુટેલ કપાળ,
વાદ વિવાદથી દાદ મળે નહિ, યાદ કરો મુંબઇના હાલ. ૧.

ક્રિમિયો કરવા નિમિઓ સહુએ, મોટી સંપતિનો વિશરામ,
નામ લખીને ખીડચાં કાગળ, વેપારીપર ગામો ગામ;
માલ-મતા ઘર મૂકી ઘરાણે, વાર્યો આ સ્વપ્નાવત માલ,
વાદ વિવાદથી દાદ મળે નહિ, યાદ કરો મુંબઇના હાલ. ૨.

એક ઉઘાડી કોથળી ફાડી, ભરવા નાણાં સૌ તૈયાર,
લોક ભરાએ ન થોક સમાએ, એક રૂપૈઆ થાય હજાર;
લક્ષ રૂપે લક્ષ્મીમા લોટયાં, લોક લખોને કરી ખુશાલ,
વાદ વિવાદથી દાદ મળે નહિ, યાદ કરો મુંબઇના હાલ. ૩.

ધંધાદારો સહુ સહુકારો, જાતા ભભકે શેર બજારે,
લાખે લેખાં સૌ કો લખતા, ક્રોડતણા સર્વેનેજ વિચાર;
મનમાં પરણ્યા મનમાં જણિયા, પુછે કો શેઠોને સ્વાલ?
વાદ વિવાદથી દાદ મળે નહિ, યાદ કરો મુંબઇના હાલ. ૪.

ભોળા લોકો ભોગ બન્યા કંઇ લુચ્ચાઓએ કરી કમાઇ,
નાદાનોનાં નામ ગયાં કંઇ, ઠગ લોકોએ એવી ઠગાઇ;
એવી ત્વરાથી માલ મળે તો, રંક પરિશ્રમવિનાજ ન્યાલ,
વાદ વિવાદથી દાદ મળે નહિ, યાદ કરો મુંબઇના હાલ. ૫.

ચેપ સર્વને ઉડયો લોભનો, ગેપ ઇમાનતણાં રે'ઠાણ,
ઘેર ઘેર જઇ શેર ઉચારે, શે'ર બધાંનો વાળે ઘાણ;
દેવાળાં દિન દિન બહુ નિકળે, કાળા મોં'નાઆ કો કાળ,
વાદ વિવાદથી દાદ મળે નહિ, યાદ કરો મુંબઇના હાલ. ૬.
ઢાંક પિછોડો કાંઇ ન ચાલે, રાંક બિચારા કાઢે જાન,
જીવે જબરી એંચે અસીલો, ક્રોડપતિના જે સંતાન;

કંગાલોની ઢાલ હતાજે, લાજ્યા જીવવે તે કંગાલ,
વાદ વિવાદથી દાદ મળે નહિ, યાદ કરો મુંબઇના હાલ. ૭.

કો તો રાંડો ધંધો ગાંડો કરવા બેઠો વિના સુમાર,
જીવતર વેચ્યો વસ્તર વેચ્યો, વેચ્યો ભવિષ્યતણોજ વિચાર;
તારાજ આજ કર્યાં બચ્ચાંને, રાજ ધણીનું પાયામાલ,
વાદ વિવાદથી દાદ મળે નહિ, યાદ કરો મુંબઇના હાલ. ૮.

સગો જગાવી દગો પચાવે સાચા પરસેવાની કમાઇ,
શીર મળી કો વીર કરે તે પીરથકી અદકી સરસાઇ;
ત્રીજો આવી સૌઓકાવી, દેતો પોલિસને જંજાળ,
વાદ વિવાદથી દાદ મળે નહિ, યાદ કરો મુંબઇના હાલ. ૯.

પેઢી ભાગી મિલકત ઝાઝી, જાય હરાજીમાં ઘસડાઇ,
લુંટી મારી અંતે હારી, રૂએ દુષ્ટ લાભે હરખાઇ;
વેચી સાઠી આણી સપાટી, કાઢે કર્જતણોજ નિકાલ,
વાદ વિવાદથી દાદ મળે નહિ, યાદ કરો મુંબઇના હાલ. ૧૦.

વેચી સઘળી બુદ્ધિ સવળી, પાઘડી અવળી મૂકે શીર,
અંતર હાયે મુર્છા પાયે, જામી જાયે હૃદયરૂધીર;
બળિયાં મૂળનાં ઝાડો ઉખડે, તુટે ટળવળ કરતી ડાળ,
વાદ વિવાદથી દાદ મળે નહિ, યાદ કરો મુંબઇના હાલ. ૧૧.

મુંબઇ તારો આ શો દાંડો? રાત અઘોર પડી ઘનઘોર,
ક્યાં છે તારી શોભા સારી, ક્યાંછે દોડ દમામજ જોર?

લાભે મારી ઠાર જુઠાએ યાર, કહે બે'રામ હવાલ,
વાદ વિવાદથી દાદ મળે નહિ, યાદ કરો મુંબઇના હાલ. ૧૨.



## પ્રવાસ વિષે.

### નારાચ છંદ.

પ્રવાસથી પ્રદેશનો વિશેષ વેશ જાણીએ,
પ્રવાસથી જમીન ગુણદોષ સૌ પિછાનીએ;
પ્રવાસવિણ લેશ એશ દેશ કો નહીં દિએ,
પ્રદેશી આ ભુમીવિશે પ્રવાસી આપણે છિએ. ૧.

વિવિધ દેશમાં વિચિત્રજાત બીજ વાવીયાં,
અમુક દેશમાં અમુક પ્રાણીયો વસાવીયાં;
મળેલ દેશ આપણે પ્રદેશમાં ન દેખીએ,
પ્રદેશી આ ભુમીવિશે, પ્રવાસી આપણે છિએ. ૨.

રૂડી પ્રભુની નેમ, એક કોર કાં ન રેડવું,
ન દુઃખમાં ઉમેરવું ન સુખને ઉખેડવું,
પરંતુ દેશ દેશ ભાત ભાત અશિષો લિએ,
પ્રદેશી આ ભુમી વિશે પ્રવાસીઆપણે છિએ. ૩.

વધુ વધુ ફરી સરસ્વતી સીમા વધારશો,
પડ્યા ત્યહાં પડી રહી ન જ્ઞાન કો સુધારશો;
પ્રવાસથી પ્રભુજીના દીધેલ લાભ લેખીએ,
પ્રદેશી આ ભુમીવિશે પ્રવાસી આપણે છિએ. ૪.

સદા નિશાળમાં રહી ન બાળ માનવી બને,
ભણેલ કામનું નહીં ભણી રહી નહીં ગણે;
પ્રવાસ કાન ખોલશે પીડા કશી ન વેઠીએ,
પ્રદેશી આ ભુમીવિશે પ્રવાસી આપણે છિએ. ૫.

પ્રવાસના ઉજાશથી પ્રકાશ ઇશ દીપશે,
સુમાર ઊરનો વધી, સ્વભાવ મોકળો થશે;
ફરી ન લાગ આવશે, બેઆરામ આમ બેસીએ,
પ્રદેશી આ ભુમીવિશે પ્રવાસી આપણે છિએ. ૬.



## કોમળ બચ્ચાંને ગજાઉપરાંત શિખવવાવિષે.

નારાચ છંદ.

સ્વસુત જ્ઞાન આપવાની સૌની હાલ હોંસ છે,
નિશાળ એજ બાળને કુચાલથી અંકોશ છે ;
પરંતુ સૌ સ્વભાવ કે, ધરાય તેટલું ધરે,
વધુ ધરે ગજાથકી, કજાસજાથકી મરે. ૧.

વિચારવાન ચિત્ત જ્ઞાનથી ખરે દીપાય છે,
ઉતાવળે બગાડશો, અભાવ બાળ થાય છે;
ઉતાવળાં હજાર કામ લેશ ફાયદો કરે,
વધુ ધરે ગજાથકી, કજાસજાથકી મરે. ૨.

ખચીત જેમ પુષ્પ કુમળું ખપે ખરી પડે,
ખચીત જેમ મોરને સુવર્ણ ચામડે મઢે;

વિદ્યાથકી વિંટાળી બાળ ગુપ્ત ભેદથી ભરે,
વધુ ધરે ગજાથકી, કજાસજાથકી મરે. ૩.

ઉજાશ આસપાસ લેશ, ત્રાસ ખુબ મારનો,
અભ્યાસ શું અભાગ, લાગ જાય સ્વવિચારનો;
અતિ ઉતાવળો થતાંથી બાળનીમતિ ફરે,
વધુ ધરે ગજાથકી, કજાસજાથકી મરે. ૪.

વિદ્યાથકી વિંટાળવું ન બાળ લાભ કારણે,
ન બુદ્ધિના ઉદે વિના અપાય શુદ્ધિ કોતણે;
ઉદ્યોગ જોગ રાખવે સુકામ ધીરજે સરે,
વધુ ધરે ગજાથકી, કજાસજાથકી મરે. ૫.

કદી ન બાળ હોંસ કોઇ ખોં'સથી વધારશે,
ગમારે માર મારવે ન બાળ કો સુધારશે;
સુધારવાની રીત એક ટેક જે દિલે ખરે,
વધુ ધરે ગજાથકી, કજાસજાથકી મરે. ૬

હશે ન બાળ મૂઢ કો પિયે ન પૂર્ણ પ્યારથી
ભરેલ કૂપ જ્ઞાનના, તજે કદી ધિકારથી;
શિખાવ જ્ઞાનગુણદોષ, દોર સ્વર્ગદાદરે,
વધુ ધરે ગજાથકી, કજાસજાથકી મરે. ૭.

વિશાળ જ્ઞાનખાણ સૌ નિશાળિયા રસે ખણે,
અસ્ફુટ દ્રવ્ય ત્યાં થકી વિણાય તેટલું વિણે;

ઍશામ ખાતરી કરે તરાય તેટલું તરે,
વધુ ધરે ગજાથકી, કજાસજાથકી મરે. ૮.

---

## વિલાયતમાં પ્રજાસત્તાકરાજ્ય સ્થાપવાની ખટપટવિષે.

નારાચ છંદ.

ઘણાક લોક ઘેનમાં ફસાઇને ગળે પડે,
તોડો બની તુફાનથી સુજાત રાજને નડે;
નગારચી નિચિંતથી નિંદા વગાડી તાજની,
પટાપટી પીટી રહ્યા પ્રજાસતાકરાજની. ૧.

ભિખારી ભાગ મેળવી ભિખારીની સભા ભરે,
જબાંદરાજ રાજકાજ જોસથી જબાં કરે;
લગાર દાઝ અંતરે ન જુઠ કાજ લાજની,
પટાપટી પીટી રહ્યા પ્રજાસતાકરાજની. ૨.

"બતાવ મુંજ શેઠને હવાલ રાણીસાબનો,"
"સુમાર તું નવો ઉતાર તેમના હિસાબનો"
"કમાઇ રાજ ખાઇ જાય તો વકી શી વ્યાજની"?
પટાપટી પીટી રહ્યા પ્રજાસતાકરાજની. ૩.

અરે પ્રભુની નેમ શી ગુલામ શીશ ઊચકે ?
હરામ લુણ જે કરે હરામી કેમ તે ટકે ?
ઉઘાડી કૌતકો નવાં, તલાસ કાલ આજની,
પટાપટી પીટી રહ્યા પ્રજાસતાકરાજની. ૪.

ગમાર ચાર પાંચ ગોઠિયા ગુમાની નિકળે,
કલંક રાજને દિયે સુતા ઉઠ્યા પળે પળે;
ધણી ભરે સભા, ઘરે બુમો પડે અનાજની,
પટાપટી પીટી રહ્યા પ્રજાસતાકરાજની. ૫.

પ્રવીણ રાજદ્વારીયો હિસાબ જેમને નબે,
બ્રિટિશ રાજ રીતના અપાર ગુણ પારખે;
બે'રામ જેમને નહીં પિછાન રાજકાજની,
પટાપટી પીટી રહ્યા પ્રજાસતાકરાજની. ૬.

---

## પુત્રીને પ્રીતથી પાળવામાટે પિતાને પ્રાર્થના.

ભુજંગી છંદ.

પ્રમાદી પિતા પ્રીતથી પુત્રી પાળો,
સુણી શિખ્ય શિક્ષાથી શૃંગાર આલો;
વિના નીતિની નાર તો નામની છે,
ભણેલી ભુમીમાં ભલી ભામનીછે. ૧.

છબી છો છબીલી અને છોગવાળી,
રીઝાવે રીસે એવી રૂડી રૂપાળી;
કદી કુશીળા તો કિયા કામની છે ?
ભણેલી ભુમીમાં ભલી ભામની છે. ૨.
મળે મોતી માણેક મોસાળમાંહી,
સુખી સાસરે સુખ તેથી સવાઈ,

દયા દિલ દીપે દિસે દામની છે,
ભણેલી ભુમીમાં ભલી ભામની છે. ૩.

ગજુ હોય તો ગામગામે ફરાવી,
બધી બે'નીની હાલતો દો બતાવી;
સુધારે સુખી તેજ સોહામણી છે,
ભણેલી ભુમીમાં ભલી ભામની છે. ૪.

નમી નીતિ નિર્દોષથી જે નિભાવે,
વિવેકી વને વ્યાજબી વેણ વાવે;
સતી તેજ સુખી સદા સ્વામીની છે,
ભણેલી ભુમીમાં ભલી ભામની છે. ૫.

પૂરી તે પનોતી પૂરી તે પ્રતાપી,
કરે કંથનાં કામ સૌ ક્લેશ કાપી;
હૃદેશુ રમી રાણી તે રામની છે,
ભણેલી ભુમીમાં ભલી ભામની છે. ૬.

હશે હિંદુ નારી હજી હેતકારી,
પૂરી પારસેણો હશે પૂર્ણ પ્યારી;
પ્રિયા પ્રેરણા પ્યાર પેગામની છે,
ભણેલી ભુમીમાં ભલી ભામની છે. ૭.

સ્વતંત્રપણું સ્ત્રી સગાઈ સુધારે,
પરાધીન પ્રધાન પાળો ન પ્યારે;

ગરીબી ગજા બા'ર ગુલામની છે,
ભણેલી ભુમીમાં ભલી ભામની છે. ૮.

મહા મંત્રી મારો મને ના મિજાસે,
વધુ વાદવિવાદ બોલું વકાસે;
બધી બેવડી બોલી બે'રામની છે,
ભણેલી ભુમીમાં ભલી ભામની છે. ૯.

## પુત્રીને સ્વયંવર શોધી વરવાની છુટવિષે.

### ભુજંગી છંદ.

અરે આંધળા ને હઠીલા નઠારા,
નકી નાશમાં પુત્રીને નાખનારા;
દયાહિણ હિંદુ દયાદાન લેવા,
કરો બાપડી પુત્રીની પૂરી સેવા. ૧.

ઉછીકાં દીધાં ઈશ્વરે જે તમોને,
ગમે ત્યાં ન દેવા જમાઈ જમોને;
નમેરા તથી ભૂમીમાં કોઈ એવા,
કરો બાપડી પુત્રીની પૂરી સેવા. ૨.

જણી માત કે પુત્રીનો નાથ શોધી,
દિયે રાંડ તે નાશને પાસ નાંધી;
નથી યાદ કે નાથને જવાબ દેવા,
કરો બાપડી પુત્રીની પૂરી સેવા. ૩.

કન્યાવિક્રયી શાપ નેં પાપ પૂરૂં,
જશે જેમ તેથી રહ્યું જે અધુરૂં;
જુઓ સ્ત્રી ઉછેરી જીવે લોક કેવા?
કરો બાપડી પુત્રીની પૂરી સેવા. ૪.

નથી લાજ એમાં બુરૂં કાજ કાંઇ,
ભલાં કામની શી કરોછો મનાઇ?
કહો પુત્રીપેઠે કયા મોક્ષમેવા?
કરો બાપડી પુત્રની પૂરી સેવા. ૫.

કીધું પાપણીએ કયું પાપ તારૂં?
ગળે ઘાલી ઓઠું દિયે તું અકારૂં;
સુખે દે સુતાને ગમે તેમ રે'વા,
કરો બાપડી પુત્રીની પૂરી સેવા. ૬.

ભલો ભાવ હો તો પતિ શોધી લેશે,
સદા સ્વામીસંગાથ સંપીજ રે'શે;
સુખે હાથ જોડી ગમે નાથ જેવા,
કરો બાપડી પુત્રીની પૂરી સેવા. ૭.

ધરો ધ્યાન આ છંદની વાત સાચી,
તજો ઘાતકી એ બુરી રીત કાચી;
કહ્યું માની બે'રામનું થાવ તેવા,
કરો બાપડી પુત્રીની પૂરી સેવા. ૮.

## માતાના ઉપકારવિષે.

ભલી હે જનેતા ભલી માત મારી,
કરૂં શા મુખે સુત હું સ્તુતિ તારી;
વદું દુઃખ મારૂં તને બારમાસી,
સદા સુખદાસી દુખી ઉપવાસી. ૧.

હૃદાથી ઉછેરી બની આપ ખાલી,
રીઝયાં નેત્ર તારાં મને તો નિહાળી;
ધરાયાવિના જોય લાડે તપાસી,
સદા સુખદાસી દુખી ઉપવાસી. ૨.

સુખી હું સુખી તો દુખી દુઃખ મારે,
પીડા પ્રેમથી પારખીને ઉગારે;
ધરી ઉરસાથે મટાડે ઉદાસી,
સદા સુખદાસી દુખી ઉપવાસી. ૩.

ધરી હોંસથી કુમળી હાથ છાતી,
ધરાવી મને દુધથી તું ધરાતી;
મુઓ હું નગુણો થતો શો મિજાસી?
સદા સુખદાસી દુખી ઉપવાસી. ૪.

ચુસી સત્વ હું ઘુરતો મુખસામું,
ધરાયા છતાં મૂઢ રોતો નકામું;
છતાં તું થતી ના કદીએ નિરાશી,
સદા સુખદાસી દુખી ઉપવાસી. ૫.

કદી કો ઋષિ વાત પામે ન મારી,
પ્રિછે વાત એવી વિચિત્ર ઉચ્ચારી;
ઉઠ્યા ક્રોડ કોશો રૂડા ક્રોડ ભાષી,
સદા સુખદાસી દુખી ઉપવાસી. ૬.

વધ્યો હું છતાં ક્યાં ઘટી માતમાયા,?
વધારે વધારે વધી શીર છાયા;
બુરે સંકટે આંખસામી પ્રકાશી,
સદા સુખદાસી દુખી ઉપવાસી. ૭.

તજે મિત્ર મારા દયાદ્વાર વાસી,
મુલી વ્યાજખી નાશમાં જાય નાસી;
સમે આવી આવે લીએ માત ફાંસી,
સદા સુખદાસી દુખી ઉપવાસી. ૮.

છુટું વાંક એકે કરૂં વાંક બીજો,
થકી છુટકારા તજે ખાસ ચીજો;
ડુબાવ્યા અવેજો બની મેં વિલાસી,
સદા સુખદાસી દુખી ઉપવાસી. ૯.

મુખે પાડ માતા ન તારા મનાએ,
ખરા તે હૃદામાં રૂધીરે લખાએ;
રહો સૌ પ્રસૂતા સદા સ્વર્ગવાસી,
નથી વાસ બે'રામ જેમાં વિનાશી. ૧૦.

## કવિજનોવિષે.

ભુજંગી છંદ.

નવી યુક્તિઓ નેં નવા ખેલ ખાસા,
નવા નાટકો નેં નવા જે તમાસા;
ખરી એવી પેદાસ તો ધામની છે,
કવિની કવિતા ઘણી કામની છે. ૧.

ખરા નાટકો તો પ્રજાને રીઝાવે,
બળાપે બળાવે ખુશીથી હસાવે;
ગયે ચાર દી ખેતમા આમની છે,
કવિની કવિતા ઘણી કામની છે. ૨.

યુનાની કવિ હોમરે તો કળાથી,
રમ્યા પેચ કાવ્યોતણા કલ્પનાથી;
કથા શ્રેષ્ઠ જોડી સીતારામની છે,
કવિની કવિતા ઘણી કામની છે. ૩.

રૂમી વર્જિલે નામ રાખ્યું નિભાવી,
યુનાની નમુને કવિતા બનાવી;
રસાળી રૂડી મિષ્ટ વિશ્રામની છે,
કવિની કવિતા ઘણી કામની છે. ૪.

કથા કાળીદાસે લખી સાંભળે જે,
બધા હિંદુઓ આજ તેને ભજે છે;
મનોમંગ વાણી દયારામની છે,
કવિની કવિતા ઘણી કામની છે. ૫.

ખરે શેક્સપીએર દીસે પ્રતાપી,
લખ્યો ખાણ તેં જ્ઞાનની સ્થિર સ્થાપી;
અલૌકિક બુદ્ધિ બધાં ગામની છે,
કવિની કવિતા ઘણી કામની છે. ૬.

પૂરા પ્રૌઢ મિલ્ટન્ન તારા વિચારો,
કીધો પોપ નેં કૌપરે તો સુધારો;
ગણો તો ઘણા, ખોટ ક્યાં નામની છે!
કવિની કવિતા ઘણી કામની છે. ૭.

ફતેં પામિયો ફારસી ફિરદુસી,
લખી વાત વીરોવિષે રાય ઋષી;
તવારીખ પૂરી શૂરી હામની છે,
કવિની કવિતા ઘણી કામની છે. ૮.

અલંકારભંડાર શૃંગાર શૂરા,
મહાવીર ગંભીર તારા મધુરા;
સુરંગી છટા સાદી નેં જામીની છે,
કવિની કવિતા ઘણી કામની છે. ૯.

જીવે આ કવિઓ ચિરંજીવીનામે,
લખાણો શિખી જીવ સંતોષ પામે;
વડે તેમને સૃષ્ટિ સોહામણી છે,
કવિની કવિતા ઘણી કામનીછે. ૧૦.

સુખી માનવી આ રૂડું ઇચ્છનારા,
દુખી માનવીજાતના થાય પ્યારા;
ખરી આ ખુબી સ્વર્ગપેગામની છે,
કવિની કવિતા ઘણી કામની છે. ૧૧.

લિયે લાભ સૌ કાવ્યનો લાખ લોકો,
કવિરાજ મારી પીઠે હાથ ઠોકો;
ટુંકી પોંચ નાદાન બેરામની છે,
કવિની કવિતા ઘણી કામનીછે. ૧૨.

---

## દુખી લોકોને સુખી કરવા એ સર્વનો ધર્મછે.

ભુજંગી છંદ.

પ્રભુની પ્રજા સૌ સદા સંપી ચાલો,
બુરે કાળ કંગાલને માલ આલો;
પડે દામ તે દેવનામે ઉધારો,
ભુખ્યાં ભુખ ભાંગી દુખો સૌ નિવારો. ૧.

કહું કારમી આપ કાયા કઢંગી,
મતા માલ માયા મઝા સૌ પતંગી;
ભરી હોય જો માલકેરી વખારો,
ભુખ્યાં ભુખ ભાંગી દુખો સૌ નિવારો. ૨.

ખરે દુઃખીયો સુખીઓનો હવાલો,
સુખી શેઠીઆ દુઃખીયા આપ પાળો;
દુખે ડુબતાં હાથ આપી ઉગારો,
ભુખ્યાં ભુખ ભાંગી દુખો સૌ નિવારો. ૩.

દુખી આંધળાં પાંગળાંને તપાસો,
પુછો જીવશુ મોકળા કેમ નાસો;
પુછી દુઃખીયાંઓની સ્થિતિ સુધારો,
ભુખ્યાં ભુખ ભાંગી દુખો સૌ નિવારો. ૪.

મળે દાનનું દામ શ્રીનાથહાથે,
પ્રભુ વાળશે ઋણ સૌ વ્યાજસાથે;
ધરો ધીરવાના હજારો પ્રકારો,
ભુખ્યાં ભુખ ભાંગી દુખો સૌ નિવારો. ૫.

ધીરો માલ સૌ દુઃખીયાંને નિરાંતે,
થશે તે જમે આખરે નાથ હાથે;
પ્રભુ સાફની પેઠહુંડી સ્વિકારો,
ભુખ્યાં ભુખ ભાંગી દુખો સૌ નિવારો. ૬.

મળે દાનથી લાભનો પૂર લાવો,
ભરી ફંડને સૌ વીમા ઉતરાવો;
મળે દોકડે દોકડાનો વધારો,
ભુખ્યાં ભુખ ભાંગી દુખો સૌ નિવારો. ૭.

ખરો તે પ્રતાપી ખરો ભાગ્યશાળી,
કરાવે દુખીને સદા જે દીવાળી;
દુખી જીવડા માનશે ઉપકારો,
ભુખ્યાં ભુખ ભાંગી દુખો સૌ નિવારો ૮.

ભલી આ સ્તુતિ મારી સૌ ધ્યાન લેજો,
દિલાસા દુખી દેહીને લોક દેજો;
ન કો બોલ બે'રામકેરા વિસારો,
ભુખ્યાં ભુખ ભાંગી દુખો સૌ નિવારો. ૯.

---

## સ્ત્રીના શાપથી ભરતખંડને મોકળો કરવાની રીત.

### લલિત છંદ.

અપટ માનવી, પુત્ર માટીના; નફ્ટ નોકરો, ક્રુર જાતિના;
અબળ સ્ત્રીતણી, સ્તુતિ ચાખરે; કપટ કાયદા કાઢી નાખરે. ૧.

જપત જોબનું, ઝુરી જાયરે; સખત બંધને, તે સુકાયરે;
વિકળ કાળ નં, જારજાળથી; અજલ રાંડની, પાસ છે નકી. ૨.

વરસ વિઘ્નમાં, આમ વૈં જશે; હરખ ભૂલીને, સૌ દુખી થશે;
વતન દેખતાં, ડુબશે હવે; રીત નવી ધરો, દિવસે નવે. ૩.

હૃદયમાં ધરી, ભાર દુઃખનો; ઝટ ઉદે કરો, રાંડ સુખનો;
વિગુણ નીમ સૌ, આજ પહેરો; ભરતખંડનો, દી નવો કરો. ૪.

વિમળ વીર તે, બાથ જે ભીડે; અબળને નહીં, દુઃખથી પીડે;
નર ખરોજ તે, સાં'ય જે કરે; નફ્ટ બાયલો, વેરથી ડરે. ૫.

દુષ્ય ખમી બુરાં, છુટકો દિયો; નરમ ઊરની, આશિષો લિયો;
ધરમ એ વડો, છે તમામને; ભરમ શો હવે, બેહરામને? ૬.

---

## વિલાયતના મહત્વનાં કારણ.

મોતીદામ છંદ.

ઉઘાડી પુરાની તવારીખદ્વાર,
મનુષ્ય નિહાળ મનુષ્ય વિચાર;
મનુષ્ય પરિશ્રમનાં તું નિહાળ,
વિલાયત વૈભવ જેથી વિશાળ. ૧.

અનેતર પૂર્ણ કરી બહુ શોધ,
દીધા અતિ હોંસથી ઉદ્યમબોધ;
કર્યા વશ માનવકાજ વરાળ,
વિલાયત વૈભવ જેથી વિશાળ. ૨.

દીધી મુખવાચ્ય સુવિજળી તાર,
લખો મઘલે ઉડતી અખબાર;
સુખે કરી લોક જવાબ સવાલ,
વિલાયત વૈભવ જેથી વિશાળ. ૩.

વરાળ હજાર કરે વ્યવહાર,
વણી કપડાં દીપવે અવતાર;
થયો અનુકુળ અપાર સુકાળ,
વિલાયત વૈભવ જેથી વિશાળ. ૪.

ખગોળ ભુગોળ સમુદ્દર જ્ઞાન,
વધુ વધતાં વધી સ્વર્ગ સમાન,
દિયે સહુને ફળદાન દયાળ,
વિલાયત વૈભવ જેથી વિશાળ. ૫.

ભયંકર રોગ કર્યા વળી દૂર,
ઉગારી અનાગત જીવ જરૂર;
સુધારી બરાબર વૈદકશાળ,
વિલાયત વૈભવ જેથી વિશાળ. ૬.

કળા અદ્ભુતથી ગ્રંથ છપાય,
વિના અતિ દામ સુજ્ઞાન શિખાય;
કરે સરકાર અનેક નિશાળ,
વિલાયત વૈભવ જેથી વિશાળ. ૭.

ઘણા ગુણવંત, થકી અભિયાસ,
કરે અવલોકન પ્રૌઢ તપાસ;
જુએ શશિ સૂર્ય અને ગ્રહચાલ,
વિલાયત વૈભવ જેથી વિશાળ. ૮.

મહા કવિયો કવિતા ગુણ ગાય,
સહુ પરજામહિં શ્રેષ્ટ ગણાય;
કરે મન સૌ નરનાર રસાળ,
વિલાયત વૈભવ જેથી વિશાળ. ૯.

છુપાવી ન યુક્તિ પ્રજાની હજૂર,
બતાવી સ્વદેશ કર્યો ભરપૂર;
અદેખાઈ તો થઇ દેશનિકાલ,
વિલાયત વૈભવ જેથી વિશાળ. ૧૦.

જુઓ હવડાં પરજાતણું તેજ,
અભાગી મનુષ્ય મળે જવલેજ,
મળે જન કાયર કો નહિ હાલ,
વિલાયત વૈભવ જેથી વિશાળ. ૧૧.

અજાયબ ન્યુટન બેકન મોન,
દિસે નહિ માનવનાં સનતાન;
કર્યા સઘળા નબળા જન ન્યાલ,
વિલાયત વૈભવ જેથી વિશાળ. ૧૨.

જુઓ અહિં વોટ દિસે ચકચૂર,
અપંગ વરાળની શી ચકદૂર?;
બને સુણી હોકમ ગંભીર લાલ,
વિલાયત વૈભવ જેથી વિશાળ. ૧૩.

જુઓ વળી દીપક સ્ટીવનસંન,
બીજો અવતાર દિયેછ વતંન;
ખરો સપડાય વરાળ રીસાળ,
વિલાયત વૈભવ જેથી વિશાળ. ૧૪

હવે ફ્રૅન્કલિન કરે જગ દંગ,
ધરી વિજળી અતિ હામથી તંગ;
કળાથકી આણી બિચારી પતાળ,
વિલાયત વૈભવ જેથી વિશાળ. ૧૫.

ભલા નિકળે વળી જેનર સા'બ;
લખો પશુ બાળ ઉગારી સિતાબ,
ટળે ભય સૈયડનો વિકરાળ,
વિલાયત વૈભવ જેથી વિશાળ. ૧૬.

કવીશ્વર શૅકસપીઅેર પ્રતાપ,
સુજ્ઞાનો અથાગ સવિસ્તર માપ;
દિસે મન દેવસમાન નિરાળ,
વિલાયત વૈભવ જેથી વિશાળ. ૧૭

પ્રસંગ પ્રભુ મુજને દરશાવ,
સ્વદેશ વિલાયતશું સરખાવ;
દીપાવ કળાથકી હિંદુસતાન,
પઢું બહિરામ મુખે ગુણગાન. ૧૮

---

## હોળીવિષે.

### મહિદીપછંદ.

સાફસુફ સર્વ રહો, હોમક્રિયા ચાલે,
રંગમાં ભિજાય અંગ અબીલે ગુલાલે;

કાછડી ભિંજાય નેં ભિંજાય લાલ ચોળી,
નીતિને બગાડતી રંગીલી આવી હોળી. ૧.

કરી ચરિત્ર ચિત્ર સુખદ ચતુર નાર બેઠી,
યાર રાજપુત્રસાથ શેઠિયાની બેટી;
જોગણીની સાંચતાથી પ્રિય કાઢી ઓળી,
નીતિને બગાડતી રંગીલી આવી હોળી. ૨.

દાસીઘેર વાસ કરી મોજ ઉભય મારે;
"પ્રગટ પડ્યે જાય જીવ" હુલિકા વિચારે;
કપટ રાંડજાતતણું જુઓ તાળ ઘોળી,
નીતિને બગાડતી રંગીલી આવી હોળી. ૩.

રાત લાગ જોઈ ભવનમાંય આગ ફુંકી,
નાઠી યારસાથ દાસી ઊંઘતીજ મૂકી;
"સતી બની બજાવી ધર્મ" કહે નાર ભોળી,
નીતિને બગાડતી રંગીલી આવી હોળી. ૪.

હામના કુકામથી પ્રખ્યાત નામ તારૂં;
મુર્ખ પુરૂષ નારી માની માન દે નઠારૂં;
ત્યાગી લાજ આવી નાગી ધૂળ અંગ ચોળી,
નીતિને બગાડતી રંગીલી આવી હોળી. ૫.

મર્મ કો નથીજ પણ કુકર્મ ધર્મ થાએ,
તીવ્ર બુદ્ધિ નારી તારીથી સતી ગણાએ;
સદગુણી સતી બની તું વડીલલાજ બોળી,
નીતિને બગાડતી રંગીલી આવી હોળી. ૬.

શી પ્રભુની મતિ આ ચરિત્ર માન પામે !
પાપ કરી પૂરતું પૂજાય ગામ ગામે;
સાર હોળીમાં ન કાંઈ વાત જોઇ તોળી,
નીતિને બગાડતી રંગીલી આવી હોળી. ૭.

સ્વચ્છ નીતિખોટથી સુધર્મ લાજવાએ,
આ અશુભ નામ દેવઠીપમાં લખાએ,
બહેરામ સત્ય બોલી હોળી ભક્તિ પોલી,
નીતિને બગાડતી રંગીલી આવી હોળી ૮.



## પ્રાચિન અને અર્વાચિન હિંદુ સ્ત્રીઓની સ્થિતિ વચ્ચે મુકાબલો.

પ્લવંગ છંદ.

આગળ હિંદુનાર, વણજ વેપારમાં,
કરતી સ્વામી સા'ય, વંશ સંસારમાં:
આગળ હિંદુનાર, કુશળ થઇ જ્ઞાનમાં,
સ્વામીશું કરી વાદ, વસી રહી ધ્યાનમાં. ૧.

આગળ હિંદુનાર, જીવી સુબોધથી,
જાળવતી પતિવ્રત્ત, સ્વયંવર શોધથી:
આગળ હિંદુનાર, સોળ રાખી ગુણો,
અમર કરી ગઈ નામ, સીતા ગુણ સુણો. ૨.

વેઠ્યાં કષ્ટ હજાર, દશકંઠ હાથથી;
વેઠ્યો દુસહ વિયોગ, સ્વયંવર નાથથી:

કલંક જરી નહિ અંગ, નિરાળી રહી સતે ;
રહો હૃદયને હાર, રામ છેટે છતે. ૩.

હવડાં હિંદુનાર, પરાધિન બાપડી,
બને જુલમના ભોગ, જુલમ બેડી જડી :
પ્રિછે ન સ્વામી અર્થ, પુત્રીને પતિ મળે ;
કરે સગાઇ માત, દયા નહિ મુદ્દલે. ૪.

સમજણુ આવી સેંજ, વસે સ્વામીઘરે ;
બાળપણે બની માત, બિલાડાં અવતરે :
મળે ન વિદ્યાભ્યાસ, દિયે શું બાળને?
જડે ન સાધન એક, માત કંગાલને. ૫.

નહિ પોતાનો થાગ, બીજાની દાદ શી ?
સ્વર્ગે ક્યાં લઇ જાય? આપ નરકે વસી ?
તુટે પ્રસૂતા જન્મ, શિશુ ભવ તુટિયો;
કે' બે'રામ સુધર્મ, કુધારે લુટિયો. ૬.

---

## હિંદુજાતના આગેવાનોને સૂચના.

### સવૈયા બત્રીશા.

નર્કો નરો કાંઇ તર્ક કરો નેં, જબરાં સ્રીનાં દુઃખ મટાડો ;
સ્વર્ગતણી સહુ આશા રાખી, કોમળવર્ગી કષ્ટ ઘટાડો :
દુખિઆરાં નાખેછ નિશાસા, તે સુણીને તો હૈડાં ફાટે ;
સબળા સઘળા વાલી થઇને, અબળાને પજવો શા માટે ? ૧.

નવાબ જેવાં નાક ચઢાવી, રાંકતણાં દુખ પૂણ્ય બનાવો;
સર્જ્યા તમને કજિયા હણવા, જર્જ્યા જુલમી કેમ ઉઠાવો ?
રાંડ મરે તો સાંઢ ફરે ને બ્રાહ્મણ સુખથી તે પરણાવે;
કંથ ગયાતો પંથ ઉઠીને, ખટપટ જુઠી ધૂમ મચાવે! ૨.

પાછળ મુરખ સૌ પસ્તાશો, જો નહિ હાલે સુણો ફરિયાદો ;
ખૂનીમાં નહિ નામ ખપાવો, અબળાને બીજવર વરવાદો:
દેશાભિમાની જો સાચા, રૂઢી ઊંધી કાઢી નાખો;
વાત સુણી એ'રામતણી સૌ, અબળાકેરી આશિષ ચાખો. ૩.

---

## માબાપ અને ગુરૂ વચ્ચે ભેદ.

ચોપાઈ.

માતપિતાની સેવા કરૂં, ગુરૂઆગળ શીશ નીચું ધરૂં;
પે'લીએ તો જન્મજ દીધ, કર્યો બીજાએ જગ પ્રસિદ્ધ. ૧.

ખરી વેદના તારી માત, પિતા પ્રેમ તારો વિખ્યાત ;
નનામમાંથી દીધું નામ, ગુણ મોટા માનું ક્યમ આમ ? ૨.

પણ પૃથ્વીથી જવું આકાશ—રાખી મનસાથે વિશ્વાસ—
જુઓ સ્વર્ગપતિનો આભાસ—ઇશદૂતોશું કરવો વાસ— ૩.

સદા સુખ જ્યાં વિવિધ વિલાસ—જે ભવમાં પેસે નહિ નાશ—
અંત વિનાનો જે અવકાશ—જ્યાં સ્થળ કરીને રે'શે શ્વાસ—૪.

જ્યાં ગુણીજનને મળે ઉજાશ—પાપી નિરાધાર ઉદાસ—
લેશ દ્વેશ નહિ જ્યાં કંકાસ—સર્વે એક સ્વામી કાં દાસ— ૫.

પ્રભુની જ્યાં ઉત્તમ પેદાસ—સદાનંદ જ્યાં નહીં વિનાશ—
જે મેળવવા સૌને આશ-(પણ) વિઘ્ન મધ્યમાં એક તપાસ—૬.

યમ ઉભો માગે હીસાબ—ઉથલાવી કરતવ્યકિતાબ—
ધ્રુજે પાપી જેહ ખરાબ—સવળો વાળી શકતાં જવાબ— ૭.

પણ જેના ઉરમાંહિ ધીર—જેનું મુખ દીસે ગંભીર—
બહુ થોડી જેની તકસીર—તે પ્રભુનો માનીતો વીર. ૮.

સિદ્ધ કરે આ'વાં પેગામ, તે છે ગુણીજન ગુરૂનાં કામ;
ગુરૂ તારો કેવળ પરતાપ, વિસરાવે વા'લાં માબાપ. ૯.

ધન્ય વહાલા ધીરા વીર, ધન્ય મશાળુ નેં ગંભીર;
ધન્ય સુખી સદગુણ દેનાર,ધન્ય ધન્ય તુજ શુભ અવતાર. ૧૦.

ધન્ય ભુલ્યાના સાથી ભલા, તેં જીવવાની શિખવી કળા;
ધન્ય જ્ઞાન દીપક તેં ધરી, ઇશ દરશાવ્યા મનવિષ હરી. ૧૧.

ધન્ય મુક્તિમાટે ધરી દીવી, ધન્ય ગુરૂજી ચીરંજીવી;
મળજો તુજ સુકૃતનું ઇનામ,એ આશિષ શિષ દે એ'રામ. ૧૨.



## ઘડપણ અને જુવાની વચ્ચે સંવાદ.

### દોહરા.

જુવાન ઘરડો બે જણા, જાતા પાસોપાસ;
ડોસો જંજાળે મરે, તરૂણ મનેજ વિલાસ. ૧.

તરૂણ જુવાની જોસ ને, ઉલ્લાસે મલકાય;
મોતચોટની બીકથી, ડોસાનો જીવ જાય. ૨.

ડોસો કે' "બા આમ રે, તરૂણતણું શું કામ"?
"મોજ મઝા વિલાસને, કામ તમારાં રામ". ૩.

"અણસમજુ ઉતાવળા, હીણાઓ ચોપાસ";
"દા'ડી દશ કૌતક કરો, નવી રાખી મન આશ". ૪.

"જોબન છે દિન ચારનું, ઘડપણવિના ન અંત";
"મોજ મઝાપર એવડી, ખોટી તને શી ખંત"? ૫.

"ધીરા તે હીરા ખરા, ઘરડાને છે માન"
"જુવાની દીવાની થઈ, કરે ઘણું નુકશાન". ૬.

"જોબન એડે વા'ણ નં, ઘડપણ કરે નિશાન";
"જોબનથી જન જાનવર, ઘડપણથી ગુણવાન". ૭.

"માટીનાં પુતળાં તને, છાતી શાની બા'ર";
"જગજાળે પિગળી જશે, અને અધિક આજાર". ૮.

તરૂણ કહે "કાકા તમે, શાને બબડો આમ"?
"પડલા દાંત પીસી રહો, કરો મને બદનામ". ૯.

"જુવાની દીવાની જો, હતા તમે ન જુવાન"?
"નાદાનીને ક્યમ હણો, બની આપ નાદાન"? ૧૦.

"મોજ શોખ કરિયે અમે, ઘરડાથી શું થાય"?
"મોતત્રાડના ત્રાસથી, ઘડપણ લોહી સુકાય". ૧૧.

"પડ્યા ત્યહાંજ સડ્યા કરો, ઉઠાય નહિ તતખેવ";
"ઉભા ત્યાંજ ઉભા રહો, જ્યમ પથ્થરના દેવ". ૧૨.

"શરીર કહ્યું માને નહીં, તેથી બની નિરાશ";
"તરૂણ નિરોગી જે કરે, તે સમજો ઉપહાસ". ૧૩.

"ઘડપણ છે બચપણ બીજું, ઘરડા બાળ સમાન";
"ડોસા ડાહ્યા જો હશે, તરૂણ નહીં અજ્ઞાન". ૧૪.

"ડોસાઓ એકલશુરા, નહીં કશાપર ભાવ";
"'સૌ ખોટા મારા વિના', એ ઘડપણે સ્વભાવ". ૧૫.

ચઢે શીણ ડોસા મુખે, તરૂણ આંખમાં ઝેર;
બંને ટકમક ઘુરકે, શ્વાન બિલાડાં પેર. ૧૬.

આમાં સૌ સજ્જન સુણો, છે બંનેનો વાંક;
અરસ પરસ નિંદા કરી, માનવ મરે ઘણાંક. ૧૭.

ડોસો જૂઠો જાણવો, તરૂણ ઉરે નહિ ભાન;
એક મરે ઇર્ષા ધરી, અન્ય ધરી અભિમાન. ૧૮.

શુભ તરૂણાઈ જેહની, ઘડપણમાં તે ન્યાલ;
જોબન જો નહિ જાળવો, ઘડપણ બહુ વિકરાળ. ૧૯.

સ્થિતિ સઘળી છે સબળ, બાળપણાથી ઠેઠ;
જોબન ખુશ બે'રામને, ઘડપણ પણ નહિ વેઠ. ૨૦.

## એલેકઝાન્ડ્રા સ્કૂલવિષે.

### દોહરા.

અહો જીવ એ'રામના, હમો રહી ધર કાન ;
મધુરા સ્વર આ ક્યાં થકી ? ક્યાંથી તિક્ષણ તાન ? ૧.

કોમળ યંત્રઅવાજ ક્યાં ? ક્યાંથી શીતળ સરોદ ?
સૂરતાનના સો'રજે, ઉપજાવે મન મોદ. ૨.

આ સ્વર્ગી દેખાવ શો ? સુંદરી ક્યાંથી હોય ?
હૃદય થાય મુજ તૃપ્ત પણ, આંખે ના જોવાય. ૩.

ઇંદ્રાપુરીથી અપ્સરા, ઉતરી અહિં ક્યાં ગાય ?
પૂનમના ચંદા સહુ, ક્યાંથી પેદા થાય ? ૪.

મનમોહન દેખાવ આ, આંખ ખરે તું જોય ?
માનવકેરી જાત કે, દેવ દેવતે હોય ? . ૫.

અહો જીવડા શું જુએ, અલેકઝાન્ડ્રા સ્કૂલ !
સૌ બાળા સોહામણી, માનવકેરાં ફુળ. ૬.

જ્ઞાનરૂપી દીપક વડે, દેવરૂપી દેખાય ;
કિર્મજ જે મોંઢે ચઢે, નમ્રગુણથી થાય. ૭.

કોયલ સરખા કંઠજે, કુદરતથીજ મળેલ ;
છાતી ધબ ધબ થાયછે, સુણી હાથના ખેલ. ૮.

સમીસાંજના બા'રમાં, કોમળ રાગ ગવાય ;
કોણ કહે માનવ નહીં, સુખિઓ આ જગમાંય ? . ૯.

ચંદ્રવદન દેખું કદી, નિરખું ચપળા હાથ ;
"સ્વર્ગ કયું એથી બીજુ"? પુછું મનસંગાથ. ૧૦.

રૂડી સિકંદ્રાશાળને, શુભારંભ દેનાર ;
જુગ જુગ જીવો જગતમાં, સકળ કુળ પરિવાર. ૧૧.

ધન્ય ભાગ્ય તે દીકરી, ધન્ય ભાગ્ય તે બાપ ;
લિયે દિયે વિચિત્ર આ, કેળવણીપરતાપ. ૧૨.

ધન્ય ભાગ્ય તે દેશનાં, નારી જ્યાં વિદ્વાન ;
જ્ઞાની માતા જેમની, તે સુખિયાં સંતાન. ૧૩.

પતિ પનોતો તે પૂરો, સુજ્ઞ હોય નિજ નાર ;
ન્યાલ ન્યાલ પરિવાર સૌ, સફળ થશે અવતાર. ૧૪.

સાસરિયું શોભાવવું, ભણેલ વહુને હાથ ;
કુળલાજ રાખે ઘણી, નહિ લજ્જાવે નાથ. ૧૫.

રૂડા દેશી આ અવસરે, દેશની લાજ વધાર ;
સુણી વેણ બેરામનાં, અબળા હાલ સુધાર. ૧૬



## બ્રિટનની રાણીને તથા તેના રાજને આશિષ.

દોહરા.

તેજ તપો બ્રિટનતણું, ચઢી ગગનભણ આજ;
બ્રિટનની મા'રાણીનું, જુગજુગ રે'જો રાજ. ૧.

અખિલ અવની હસ્તક થજો, નિષ્ફળ શત્રુકાજ ;
રૂડી સિકંદ્રાબાઇનું, જુગજુગ રે'જો રાજ. ૨.

વિશાળ આ ખટખંડમાં, નિકળો બ્રિટિશ અવાજ;
વડેરી વિજયા માતનું, જુગજુગ રે'જો રાજ. ૩.

શીશપર ધરી શોભાવજો, સકળ સૃષ્ટિનું તાજ;
તાજદાર મલિકાતણું, જુગજુગ રે'જો રાજ. ૪.

'યાવચ્ચંદ્રદીવા કરો,' ટકો બ્રિટિશ સમાજ;
બ્રિટનતણું બે'રામપર, જુગજુગ રે'જો રાજ. ૫.

---

## મુંબઇવિષે.

### દોહરા.

નગર નાથના હાથની, નકલ નરી ચતરાઈ;
સકળ શે'ર સંસારનાં, થકી કરે સરસાઈ. ૧.

રૈયત રખડી રાંક જ્યાં, રે'તી તી દિનરેન;
ગજા ઘણી નહિ ઘરતણી, નહિ રાજાને ચેન. ૨.

ગાદી આદિ અનાડીને, આળસ અતિ અંધેર;
જે દિન જગદીશ રીઝિયા, કીધી લીલાલેર. ૩.

ધરી હાથ દરિયા શીશ, કહે "અલ્યા ઝટ જાગ"
"અતિ નિંદ્રાથી આંધળા, લીધી નીંદ અતાગ." ૪.

"કન્યા તારીને કહે, ધર સુંદર સણગાર;"
"કીર્તિ અતિશય આજથી, અખિલ આ સંસાર". ૫.

"ખલકતલક શેઠાઈ કર, થા દરિયાસરદાર ;"
"ગગનલગણ ચળકાટ દે, થાકી નહીં લગાર."  ૬.

"સાલ સાલ ચઢતી જજે, સકલ શે'રને શીશ";
"ન્યાલ ન્યાલ રે'જે સદા, એ આશિષ દે ઇશ".  ૭.

ગયા ઇશ આશિષ દઈ, નિર્દય નર છે ક્યાંય ?
ક્યાં છે રૈયત રાંકડી? ક્યાં છે જંગળી રાય?  ૮.

હસતી સઘળે થઈ રહી, હસતી છે રૈયત ;
રડતાં જન હસતા થયાં, જ્યાં થઇ સતની છત.  ૯.

તેજ સહિત ધંધા ધીખે, હાલત ચઢતી જાય ;
સા'સિક નર નિકળે ઘણા, શ્રી સઘળે છળકાય .  ૧૦.

ન્યાયઅદાલત હાટ નેં, નિકળે ઘરના થાટ ;
જીજ્ઞાસા તિક્ષણ થઈ, દિયે અચળ ચળકાટ .  ૧૧.

અધર છંદ લખતાં ખરે, અધર આંખ રહીજાય;
કદર જણાશે કષ્ટની, જાણી દીલ હરખાય.  ૧૨.

---

## કુધારાના પાપનો ઘડો ફૂટયો .

### દોહરા.

ચકચક કરતી ચૂક આ, છુપી છુપાઇ ન રેહ ;
તકતક તીકે ચક્ષભણી, બોલ હવે શું કેહ ?  ૧.

ધખધખ ધીખે પાપણ, ટકટક કરે અપાર;
હણહણ કરી હીણા થયા, રકઝકમાં શો સાર? ૨.

અબળ સબળ સૌ દુખીસુખી, ફરી જો ચારે ખંડ;
કોણ આમ હઠ રાખીને, વાસે ધરમી બંડ. ૩.

ધખધખતા અંગારમાં, બળેછ નબળી નાર;
ટળવળ કરશે નર્કમાં, ખિજવીને કરતાર. ૪.

ભમભમ ભોપાળાં ફુટે, ભૂંકે ભોળા ભક્ત;
કટકટ કરે અપાર પણ, ખુએ ન ખોટી હક્ક. ૫.

ખટપટ કરે હજાર નં, તોપો છુટે અથાગ;
છટછટ હવે શું છેતરે, તે દિન ગયા અભાગ. ૬.

થરથર ધ્રુજે ઠક્કરો, જોઇ જુઠનો ઘાત!
ખડબડ કરતી ખોડકી, ગઇ વટલી સાક્ષાત! ૭.

ચુપ ચુપ રહે તું ચોરરે, આંખ્યો તારી ચોળ;
ખળખળ કરતાં તેલમાં, નહિતો નિકળે ખોલ. ૮.

ગદગદ ગલમાં લોટતા, કરી સાતના સોળ;
ઝપઝપ ઝીલે લાત નં, તાન તમાચા ઘોલ. ૯.

આવી શુધબુધ ખોયલી, ફટ ફટ પડી ફિટકાર;
થૂ થૂ લોકો થુંકીઆ, ધિકધિક એ અવતાર! ૧૦.

તડતડ તાળીઓ પડી, અરરર થયા ફજેત!
ધોળે દિવસે નહિ દિસે, પડી આંખમાં રેત! ૧૧.

પુ પુ પોકારો ઉઠે, થઇ રહી ના'સાના'સ !
ધન્ય ધન્ય એ'રામજી, સુધારાપ્રકાશ. ૧૨.

---

## સંસ્કૃત માતાનો પોતાની દુખિયારી પુત્રીને માટે વિલાપ.

### દોહરા.

ઉત્તમ સંસ્કૃત અંગજા, સરસ્વતીની ટેક !
ગુણવંતી ગુજરાતની ભાષા ભરી વિવેક ! ૧.

શા છઠ્ઠીના લેખ તું, લઇ આવી જગમાંય ?
જુગ જુગ રહી ઠરતી નથી, સામી પડતી જાય. ૨.

ઘરડી સંસ્કૃતમાવડી, બહુ બહુ કરે રૂદંન ;
જો આગળથી ચેતતે, નહિ ઓતે જોખંન. ૩.

"પ્રસવવેદના વેઠી મેં, પ્રસવી પુત્રી નાથ" ;
"શોધી વર ગુજરાતને, પરણાવી તે સાથ". ૪.

"જમાઇ ભોગી નિવડયો, ભળતી કીધી નાર" ;
"ટવળે મારી બાળકી, દિલના દિલમોઝાર" ! ૫.

"માન મળે નહિ જગતમાં, ધણીતણા ક્યાં ઢંગ" ?
"કલંક લાગે કુળને, લાજે ઘરડું અંગ". ૬.

"કોના કુળની દીકરી, ? કેવા તારા હાલ" ?
"ભલું થતે જણતે નહીં, જણવે આ જંજાળ" ! ૭.

"આ અવતાર ફળ્યો મને, નહિ પુત્રીનું સુખ";
"યશ પામી હું આપ પણ, નહિ યશ પામી દુ:ખ" ૮.

"પુત્રી પુત્ર મળે નહીં, કેને ગિતડાં ગાય"?
"વંઝાના અવતારથી, જોબન ઝુરતું જાય"! ૯.

"સામળ આદિક દીકરા, આપે સે'જ ઉજાશ";
"ક્રુર વિધાતા છેતરી, તરતજ કરે નિરાશ". ૧૦.

"શા માટે ઇશ રૂઠીયા, પજવો કાં નાચાર"?
"કોણ વિધાતાભોગનો, તમવણ છે આધાર"?

"શું જુઓ માત સરસ્વતી,? દો તમ દાસી સા'ય"
"અબળા થઇ અબળાવિપત, તમથી કેમ ખમાય"? ૧૨

"જીવંતદાન હેતે દીધું, હેતે થાવ પ્રસન્ન";
"પુત્રદાન વળતી કરો, રાય રૂષિ કવિજન". ૧૩.

માતાહૃદય ભરાય છે, વદતાં કડવા બોલ;
કડવા પણ છે વ્યાજબી, ઈશ કરજો મન તોલ. ૧૪.

આ સંસ્કૃતની પુત્રીને, દિયો અમલ સહુ ઠામ;
કે સૌ દેશ ઉજેશ દે, દઇ શુભ યશ બે'રામ. ૧૫.

---

## બેરો હોમ કરવા વિષે.

### દોહરા.

દેવ પ્રસન્ન કરવા થકી, દઇ સાગર ઘૃતદાન;
સાગે દેશી સજ્જનો, શુભ ઉત્તેજક માન. ૧.

માન ઘટે આ હામને, કામ ઘટાડે નામ ;
અધિક અમૂલી હામ આ, કામ વટાળે આમ. ૨.

દયા દેશપર લાવવે, સિદ્ધ થયા સજ્જન;
પણ મારગ ખોટા લીધે, ખોયું સર્વ વર્જન. ૩.

હોમક્રિયા બહુ શુભછે, સમજણથકી કરાય ;
હોમ રચી ઘી હોમવે, નહિ ઈશક્રોધ સમાય. ૪.

હોમ કરે કો માનવી, સદ્ગુણકુંડ બનાવ ;
તેમાંહે નીતિ અને, પરોપકાર જમાવ. ૫.

દીપક દીપતો જ્ઞાનનો, અને નમ્રતા મૂક ;
તે સાથે સંતોષ નેં, સ્વચ્છપણું નવ ચૂક. ૬.

ઉદ્યમનો ઉપયોગ બહુ, ધૈર્ય અગતની વાત;
સ્વતંત્રબુદ્ધિ જોઈશે, એતો છે સાક્ષાત. ૭.

એ ગુણનો સમુદાય કરી, ધર્મઆંચ સળગાવ ;
ભડકો ઉઠવે ભાવનો, પ્રસન નાથ નહિ રાવ. ૮.

હોમસાધનો રહીજશે, કષ્ટ નિવારણ થાય ;
એજ રીત બેરામની, મરતાં નહિ વિસરાય. ૯.

---

## કવિતામાતા અને તેના પૂજારી વચ્ચે સંબંધ.

### દોહરા.

દરપણમાં મુખ દેખતાં, તરૂણી ન થાકી જાય;
તેમ લલિત કવિતાથકી, નહિ મુજ હર્ષ સમાય. ૧.

જ્યમ દીપક પાણીવિશે, છુંછું કરી બુજાય;
તેમ રસિક કવિતાવિના, નિત મુજ શ્વાસ સુકાય. ૨.

છાતીએથી છુટતાં, બાળક ક્યમ પીડાય ?
તેમજ કવિતામાતથી, છુટતાં મુજને થાય. ૩.

કવિતાવિના હું આંધળો, તેથકી જગનો રાય;
સત્વ બધું જેમાં ભર્યું, તેવિણ કેમ જીવાય ? ૪.

નિર્દય કવિતા માવડી, તને મને શાં વેર ?
દે વા'લી મન મૂકીને, દરશન નિત્ય સુપેર. ૫.

કરે વા'લ બીજા સુતો, મુજને કાં નહિ આશ;
બાળપ્રમાણે હોંસથી, રમવા તારીપાસ ? ૬.

ખરૂં હેત જો હોયતો, પુત્રતણી લઇ દાદ;
દેવી દુખડાં ટાળને, માતા પૂર મુરાદ. ૭.

કર જોડી કહું એટલું, નિશદિન મુખ મલકાવ;
સદા પ્રસન હાજર રહી, રોતું ઉર હરખાવ. ૮.

રાત અઘોર સમે કહું, કવિતામાતા આવ;
રૂમઝુમ તું આવી ઠરે, એવો સાચો ભાવ! ૯.

વા'લી વા'લ નિહાળીને, લાડું વારંવાર;
અલ્પ સમયનું સુખડું, ક્ષણભંગુર વિહાર! ૧૦

તોપણ મારો ધર્મ કે, પુત્રધર્મ નિજ સાહી;
ગુણ દરશાવી માતના, શોભઉં નિકટ સગાઈ. ૧૧.

અગોપ કે પ્રત્યક્ષ તું, હો પાસે કે દૂર ;
તુજ આશિષ એ'રામને, નિર્મળ દે છે નૂર. ૧૨.

---

## વિશ્વનાટક વિષે.

### દોહરા.

નાટકરૂપી વિશ્વ આ, કરે નર નારી ખેલ ;
કો આવે કો જાય છે, કો ખીજો કો પે'લ. ૧.

ઘણા તમાસા સૌ કરે, લિયે સાત ભવરૂપ ;
નહિ એમાંથી છુટકો, કાં રૈયત કાં ભૂપ. ૨.

પે'લું રૂપ લઇ બાળનું 'ઉંવા ઉંવા' કરી રોય ;
પીલું લીલું ઓકતો, માત બિચારી વોય. ૩.

ખીજે રૂપે નિશાળિયો, પોથી લઇને હાથ ;
ડમકે ક્રુર નિશાળભણ, કડવાં મોંઢાં સાથ. ૪.

ત્રીજે રૂપે આશક બને, ભઠીપેરે હોય ;
પ્રિયાતણાં નેત્રોવિષે, દુખ્ખદાયક ગીત ગાય. ૫.

યોદ્ધો ચોથાં રૂપમાં, ભળતા સોગન ખાય ;
કીર્તિ પરપોટાથકી, તોપમુખે ચઢી જાય. ૬.

ચિતરા જેવી દાઢીએ, શૂરો સીપાઈ જણાય ;
'ચુપ ચુપ' 'હઠ હઠ' બોલતો, માન દિવાનો થાય. ૭.

રૂપ પાંચમે તે બને, ગોળ ઉદર પાટેલ ;
કરડી આંખે ગામમાં, ન્યાયરૂપી કરે ખેલ. ૮.

વિધિયુક્ત દાઢી ઉપર, આછા આછા વાળ;
કે'વત બોલે સહુભણી, બન્યા દાખલા હાલ. ૯.

મરદાની આવાજ તે, બચપણસમ કચવાય ;
સીટીપેરે વાગતાં, પોકળ થાતો જાય. ૧૦.

પે'રે ધોતર ખટરૂપે, જેમાં માય ઘણાક ;
જોબનમાં ઘડપણ કરે, ઘાલી ચશમા નાક. ૧૧.

વિગુણ આ ઇતિહાસમાં, અદ્ભુત છેલો ખેલ ;
વિસ્મૃતિ આવી પુગી, લાવે બચગી ફેલ. ૧૨.

બીજું બચપણ આવિયું, એવો ઘડપણ ચેપ;
દાંત આંખ કે સ્વાદ શું, સર્વ ઇંદ્રિઓ ગેપ. ૧૩.

ભાષાંતર.

---

### ગગનમંડળનો રાત્રી સમેનો હાલ.

દોધક છંદ.

રાત પડે નભમાંય નિહાળું,
જે વખતે ઉઘડે સ્વર્ગતાળું ;
સ્પષ્ટ જણાય ઘણી જગ આ'ત્રી,
જે પ્રભુ તેં સુખકાજ બનાવી. ૧.

સૂર્ય સુવે નિકળે ગ્રહરાજા,
તેજથકી સહુને કરી તાજા,
થાય વિદાય દિસે નિંદલાવી,
જે પ્રભુ તેં સુખકાજ બનાવી. ૨.

ચંદ્ર પછી ગ્રહઠાઠ વિરાજે,
જે ઝળકે જનના સુખ કાજે;
તેજ ભૂમીપર દે વરસાવી,
જે પ્રભુ તેં સુખકાજ બનાવી. ૩.

ગંભીર આભ દિસે સત્વવંતું,
પ્રાણ પળે બહુ જ્યાં જીવજંતુ;
મોજ કરે મનમાં સહુ ભાવી,
જે પ્રભુ તેં સુખકાજ બનાવી. ૪.

વેગ અમાપ ત્વરાથકી કાપે,
કોણ ગણીતી ગણી હદ માપે !
કોણ દિયે યશજોત બુજાવી ?
જે પ્રભુ તેં સુખકાજ બનાવી. ૫.

આમ દમામ ધરી નભ ધીકે,
નાસ્તિક લોક મરે ખળ બીકે;
વ્યર્થ બધી જીંદગાની ગુમાવી,
જે પ્રભુ તેં સુખકાજ બનાવી. ૬.

જેમ ફરે ગ્રહ સુંદર તારા,
માનવી તેમ ફરે ફરનારા;

કો પદવી સહુ કાળ ન ફાવી,
જે પ્રભુ તેં સુખકાજ બનાવી. ૭.

આપ પ્રભુ સહુ વૈભવ દાતા,
દુષ્ટ હરી કર શુભ સુજ્ઞાતા ;
તેં બહિરામનો શુદ્ધ બચાવી,
જે પ્રભુ તેં સુખકાજ બનાવી. ૮.



## એકલપેટાવિષે.

ચરણાકુળક છંદ.

કો અંધો વળી કડવે ભાવે,
પરદુખોપર નાક ચઢાવે ;
ગર્વ ઘણો મનમાંય વસાવે,
ગરજાળુ તતકાળ ફસાવે. ૧.

જ્યાં ત્યાં તે અપજશબીજ વાવે,
કરડે જે છાતીને ધાવે ;
શું ધારે ને શું સમજાવે,
ભોળાં ભોળાપણપર ફાવે. ૨.

જેનું મન કુસંપજ ચાવે,
જુઠધજાએ સત્ય હઠાવે ;
આપ ઉદરમાં જગત સમાવે,
એવો જે ભુખબારસ ખાવે. ૩.

જે કોના ગુણજશ નહિ ગાવે,
માતપિતાગુરૂ મોંપર આવે;
આપ દોષ જે હસી ઉડાવે,
દોષ પારકા ગગન ચઢાવે. ૪.

જે પડતાંને નહિજ નિભાવે,
નહિ રૂઠી અડધી વરતાવે;
દુખિઆંખાતર સુખ ન લાવે,
તે મૂરખને જંપ ન આવે. ૫.

જીવે જો તે કાવેદાવે,
તો જીવ જાશે વગરવટાવે;
તે પાપી મુક્તિ શી પાવે,
જો શિક્કો એ'રામ બજાવે. ૬.



## વિદ્વાનની ગણના વિદ્વાનજ કરી શકે.

ચામર છંદ.

સૂળમાં વિપુલ ફુલ મુલદાર થાય છે,
ધૂળમાં અમુલ કુલ હેમ તો ભરાય છે;
ખાણ શાણ એડીને વિણે ઝવેર માનવી,
જ્ઞાનની પિછાન તો નિદાન તેમ જાણવી. ૧.

બાંરથી જણાય માલ ખાલી એ બદામનો,
ઓછતાં પ્રમાણ પોખરાજ ભાજ કામનો;

જોઈ જીવ પ્રાઈ શોધતાંજ સીરતા નથી,
જ્ઞાનની પિછાન તો નિદાન તેમ જાણવી. ૨.

ઊંટવૈદ્ય ધાસ નામ જે દિયે કુવાસથી,
ઔષધી પ્રવીણ વૈદ્ય તે કહે તપાસથી;
તો તપાસકાજ સદ્ય વૈદ્યપાસ આણવી,
જ્ઞાનની પિછાન તો નિદાન તેમ જાણવી. ૩.

પારખે પરિક્ષકો પૂરી પદાર્થ યોગ્યતા,
જે ન જાણતો ઉપાય શું ગણે ગુણો છતા ?
નાથહાથ વ્યુત્પતી એ'રામને વખાણવી,
જ્ઞાનની પિછાન તો નિદાન તેમ જાણવી. ૪.

---

## પારકી હવેલી જોઈ પોતાની ઝુંપડી નહિ તોડવી.

લીલાવતી છંદ.

દેશી નર નારો, ખરો સુધારો સ્વિકારો સમુદાય મળી,
સૌ અંગ્રેજોના ઢંગ ધરો તો, ભંગ થશે આશા સઘળી;
પાસેની પેલી જોઇ હવેલી, નિજ ઝુંપડી તોડો તલપે,
ઘરબારવિનાના ભાર ભૂમીપર, દોઢચતુરમાં નામ ખપે. ૧.

મિષ્ટાન નિહાળી પાડોશીકન, નિજ થાળી ઊંધી કરશો,
દુષ્કાળ આવવે દાળ ભાતનો, ભુખ્ખારસ ભટકી મરશો ;
માટે દેશીઓ નકલ કરો નહિ, સઘળાંમાં કો એક પ્રજા;
સૌના ગુણ દોષો જોઇ તપાસી, સંગ્રૃ' કરે છે સરળ મઝા: ૨

દેખા દેખીના ધરો દાખલા, સારાસાર વિચારીને,
દુર્ગુણ સંહારી રહો સુધારે, સદગુણ સર્વ સ્વિકારીને;
જો વાંદરપેરે ટેવ બીજાની, ટેકવિના તતપર ધરશો,
એ'રામ કહે કે ગર્થ ગુમાવી, મોતવિના રખડી મરશો. ૩.

## અંગ્રેજોના શૂરાતન વિષે.

હરિગીત છંદ.

દેશાભિમાની ગ્યાનીને પુરાની શાણી છે પ્રજા,
કુસંપથી જંપે નહીં શુભ સંપની ઉડવે ધ્વજા ;
તન મન અને ધન દેશને અર્પણ કરે વણ વસવસે,
બહુ રંગ છે અંગ્રેજને જગજંગમાં જીંદગી ધસે. ૧.

મહિમાં રહે મહિમાથકી ગ્રહિ નિસ્પૃહી રીતો નવી,
જય મેળવી રવિસમ જીવે ગુણ ગાય ક્યમ કવિતા કવિ !
ઈશિયશવિશે તરસે સહુ હર્ષે શૂરી કાયા કસે,
બહુ રંગ છે અંગ્રેજને જગજંગમાં જીંદગી ધસે. ૨.

સબળા ભલા સબળા મળી અબળા કળાથી જાળવે,
પંરજાતણી પીડા પિછાની પરમ પ્રીતે ખાળવે ;
જંજાળ જ્વાળામાંય દઈ જીવદાન, જમડાને હસે,
બહુ રંગ છે અંગ્રેજને જગજંગમાં જીંદગી ધસે. ૩.

સુવિવેકની જ્યાં ટેક છે નહિ છેક તુલના નામની,
નહિ દામ પૂર્વજનામનું કિમ્મત સ્વધર્મી કામની ;

આકાર જગદ્દુદ્ધારનો સૌ વાર અંતરમાં ઠસે,
બહુ રંગ છે અંગ્રેજને જગજંગમાં જીંદગી ધસે. ૪.

પતરાજવણ કહું આજ તેથી રાજ ખટ્ખંડે ફરે,
આશિષ જ્યાં જ્યાં શિષ્ય આ જગદીશના અમ્મલ કરે;
વળી વેરવૃતિ વેરીકેરી ફેરવી વેરી ફસે,
બહુ રંગછે અંગ્રેજને જગજંગમાં જીંદગી ધસે. ૫.

વિસ્તારમાં ઉપદ્વિપ પણ વિચિત્ર દેશ વિલાતછે,
સુવિચારમાંય વિશાળ નેં સાંસિક પ્રતાપી જાતછે;
એ'રામને મસ હર્ષ છે એ સ્તોત્રવૃત રચવે રસે,
બહુ રંગ છે અંગ્રેજને જગજંગમાં જીંદગી ધસે. ૬.

---

## સાગર સ્તુતિ.

### રૂચિરા છંદ.

સાગર તારી શી બલિહારી, અપરંપાર સુમાર કયો ?
શક્તિ ન્યારી ચિત્ત ચિતારી, પૂર્ણ વિચારી છક્ક થયો;
ભરતી ઓટાનો નહિ ટોટો, સાચો તર્ક સદાય રહ્યો,
પળમાં મોટો પળમાં છોટો, બની પરપોટો ગુપ્ત ગયો. ૧.

તારી ધાણીની ગતિ જાણી, સૌ પ્રાણીને હાક ઉડે,
સકળ સુકાની ચાખે પાણી, જો મસતાની વરણ રૂડે;
પલકમધ્ય જો સકળ ખલકના મુલકની લાગે તું પુઠે,
સખત ખડક ધખધખતા ધોવઈ, બને રેત વણ માન જુઠે. ૨.

અલ્પ વખતમાં લખત લખ્યાં તો, સખત વરણ સૌ ખ્યાલ કરે,
વિપત પતાવી દોલત ધીરે, જગત બધીમાં આણ ફરે;
જળે જવાથી, ખારી હવાની મિષ્ટ દવા સૌ દુઃખ હરે,
જતાં આવતાં માલમતા નિજ દેશ પ્રદેશે સ્થળે ઠરે. ૩.

મેઘ તત્વ વળી વેગ કાપતાં, ઉંઠ ચઢી આકાશ મળે,
હેતવડે સૌ ક્ષેત્ર ખેતીનાં નેત્ર નકી ખીલી નિકળે;
ઠામ બહુ તુજ કામ બહુ, એ'રામ કહું પૂર ભાવ બળે,
હામ ધરી પરણામ કરી વૃત આમ રચ્યા કવિનેજ ફળે. ૪.

---

## ખરી કવિતા કુદરતી કવિજ કરીશકે.

### તોટક છંદ.

કવિતા કરશે સત ગર્ભકવિ,
હલકી કવિને કવિતા લખવી;
કવિતા ખરી સૃષ્ટિ નવી રચવી,
કવિતા કરશે સત ગર્ભકવિ. ૧.

જુજ વાત લખી કવિ કો ન થશે,
નહિ તુચ્છ મતિ કવિ વાપરશે;
કવિતાની મતિ મતિ સૌ હરવી,
કવિતા કરશે સત ગર્ભકવિ. ૨.

શિખી ગ્રંથ લખી જન બા'રપડે,
કદી ભૂમીવિશે જય ઠીક જડે;

નહિ તે જય આંહિ સદા લખવી,
કવિતા કરશે સત ગર્ભકવિ. ૩.

કવિતા મન રાજન સંત જીતે,
સુખમાં દુખમાં વસી નિત્ય ચિતે;
જાુકતિ કવિની સુકતિ સૃજવી,
કવિતા કરશે સત ગર્ભકવિ. ૪.

કવિતા સુણતાં હૃદયો પિગળે,
પ્રસરે ઉભરા શરીરે સઘળે ;
ગતિ પાછળથી નહિ ગુપ્ત થવી,
કવિતા કરશે સત ગર્ભકવિ. ૫.

દોહરો.

કરમાં સર્વે કવન લિયે, કાવ્યનિયમ કુલ શીર ;
તેથી નહિ એ'રામ તે, સત્ય ગર્ભકવિ વીર. ૧.

---

## પક્ષીનાં નામ.

નગસ્વરૂપિણી છંદ.

સુણો કલોલ પક્ષીનો, જુઓ મરોડ અક્ષિનો ;
રૂડો કુમાસ ઘાટનો, સુમાર ઠીક ઠાઠનો. ૧.

પ્રભાત પોપટો પઢે, ગરૂડ ગગનમાં ચઢે ;
વદે કુવેણ કાગડો, ધુરે અઘોર ઘુવડો. ૨.

વદે સુભક્તિ બુલબુલો, ભરે છલંગ ચંડૂલો ;
હજી નિહાળ હંસને, ગિચાડ ગીધવંશને. ૩.

રૂપાળી કાળી કોયલો, વળી તું જો હીરામણો ;
સજાત સર્વ સારસો, શિકારીઓ ન મારશો. ૪.

સુલજ્જ સૌ કબુતરો, તથાપિ તીવ્ર તિત્તરો ;
ચતુર લાવરી પૂરી, સદાય નમ્ર છે નુરી. ૫.

કરે ચિકાર ગર્જણો, ગતિ ચકોરની ભણો ;
ખલીલ કોણથી ડરે ? શિકાર શક્કરો કરે. ૬.

સુવેણુ ચાસનાં સુણો, મુદિત મોરના ગુણો ;
કઠોર બાજ માત્ર છે, બપૈયો પ્રીતિપાત્ર છે. ૭.

અસીલ આ બગો ભમે, અપંગ વાગલો રમે ;
અદેખી ચલ્લીઓ લડે, ન રોજ તર્સ તો જડે. ૮.

દોહરા.

લકડખોદ લક્કડ ખણે, મેના મધુરું ગાય;
શાહામૃગ સજ્જન સુણો, સહુ પક્ષીનો રાય. ૧.

ટોચ્ચો સર્વ નકલ કરે, આણે દુકાળ તીડ ;
ટોચ્ચો રીઝવે સર્વને, તીડ રડાવે ખીડ. ૨.

પક્ષીનામમાળા રચી, માળામાં વસનાર ;
ગરીબ કોઈ કો ક્રૂર છે, કરે જેમ કરતાર. ૩.

કો નાચે કો ગાય છે, કો જીવી મરી જાય;
નર માદા કો બાળકાં, કો રૈયત કો રાય. ૪.

દીધાં સરખાં સુખડાં, સૌને ઘટતા ઘાટ;
પોપટ સૌને લાડકો, ખાય કાગ તો કાટ. ૫.

ગાય રાગ નહિ કાગડો, તોપણ તેનું કામ;
કામવિના કીધું નથી, કો પક્ષી બે'રામ. ૬.

---

## ઘડિયાળ જોગ અરજી અને એનાં પરિણામથી માનવીને શિખામણ.

રોળાવૃત.

કટકટ કર ઘડિયાળ, ચાલ તારી નહિ અટકે,
પટપટ કરી કંગાલ, કાળ નિજ માનવ લટકે;
ઝટઝટ કુદી રિશાળ, આળથી મસ્તક પટકે,
ગટગટ ગળી વરાળ, ફાળ ભરી અહિં તહિં ભટકે. ૧.

છાનું રહી લે થાક, ધાક તારી બહુ મુજને,
બા'નું કાઢ ન કાંક, રાંક હું કહું છું તુજને;
નાણું લઈ દે નાક, હાક દિલમાં મુજ પેસે,
માનું જોઇ કલાક, ડાક મોડે નહિ રે'શે. ૨.

આપ જરી પણ વખત, સખત એવું શિદ થાયે?
કાપ ઘોરૂં રહી વિપત, જપત જીવડો નહિ જાયે;

માપ તું તારી મુદત, મફત કાં જોર ગુમાવે ?
વ્યાપ તું સઘળું જગત, મહેનત કરી ન ફાવે. ૩.

અરરર આ શી દોડ? ખોડ પાયાને થાશે,
ગરરર ગબડી ફોડ, તોડ તુટેછ મિજાસે;
કરરર કરી ન તોડ, જોડ જગજોર ટેકશું,
સરરર વાયુ છોડ, ચોડ સૌ એક એકશું. ૪.

સુણી કાળ સુસવાટ, ઘાટ સઘળાના તુટે,
ખુની ન આપે વાટ, હાટ જગવચ્ચે લુટે;
ગુણી સુતાછ સપાટ, કાટ ખાતાજ ઢીલે રે,
સુની હઠ્યા બહુ ભાટ, લાટ ઘડિયાળ ઝીલે રે. ૫.

આવી તારી પાસ, દાસ કર જોડી કે'જે,
લાવી કરૂણા ખાસ, ના'સ ધીમી કરી દેજે;
ભાવી કરી તપાસ, વાસ લાંબો કર માગું,
ફાવી કરશે હાસ્ય, ત્રાસથી દોડવું આગું. ૬.

કીધી અરજ દશ પાંચ, લાંચ પણ આપી ભારી,
લીધી ખુશામત આંચ, ટાંચ લિખાણને મારી;
દીધી ન યારી સાચ, નાચ ઘડિયાળ વધારી,
રિદ્ધિ ભરી મુજ વાચ, જાચતાં લાગી નકારી. ૭.

માટે સુણ મુજ ભ્રાત, વાત ઘડિયાળ ન માને,
ફાટે ફાટે લાત, ઘાત માનવીનો આણે;

આંટે આંટે હાથ, ભાત ભાતે ધરી લીયે,
છાંટે માનવ જાત, ઘાત પુરૂષત્વજ પીયે. ૮.

આજે જે દેખાય, જાયતે કાલ સ્વદેશે,
ઝાઝે દૂર યમરાય, ત્યાંય આવી ધરી લેશે;
કાજે તે રોકાય, ધાય લઇને યમરાયા,
જા'જે કરે વિદાય, હાય ક્યાં દમ ક્યાં કાયા ? ૯.

રડી રડી દે લોક, કોક તો સમજી ધ્રુજે,
લડી કરે પછી શોક, પોક કિસ્મત કો બુજે ?
ચઢો ગળાંમાં તોક, નોક સઘળાંની લુંટે,
અડી આળથી ડોક, રોકડા હવે ન છુટે. ૧૦.

માનવ સુણી રૂદંન, મનસુબો જાળવ તારો,
દાનવ ભૂલે ભવંન, પવન ઘડિયાળ નહારો;
પાલવ ધરો સુજંન, સહન કરતા શો' યારો,
જાળવ કાળગમંન, શયન કરવે ઉર હારો. ૧૧.

છેલો બોલું આમ, કામ જે કાલે કરશે,
પે'લો ઠરે ન ઠામ, નામ પણ પાછળ મરશે;
વે'લો ઉઠ યશ પામ, દામ દુનિયામાં ચાખે,
ચેલો ઈશ બે'રામ, ફામ ઘડિયાળની રાખે. ૧૨.

## કુમારીકન્યાવિષે.

### ધનાક્ષરી છંદ.

ઠમક ઠમક તક તકતી પલક માંય,
લટક સલુણી લટકાથકી ચિતારી ચાલ ;
ચટક ચંદની ચકચકતી કાંતીઉપર,
મોહક ઝલક વણુ શક તેં પ્રસારી લાલ:
ભભક ભભક ભપકાથકી ભટકતી તું,
છલક છલક છલકાતી અવિકારી બાળ ;
કપાળે ચળકતું તિલક નેં કનક છાતી,
કમળથકી કોમળ તું કન્યા કુમારી હાલ. ૧.

સકળ સિકલ કલ્પવૃક્ષ કલપાવે મને,
દીપક એ જાણે ચકમકચણગારીઝાળ ;
હલક પક્રુડ રંભાધમક ભુલાવી દિયે,
મસ્તકે કસ્તુરી કેશ હોઠે છે અમૃત લાળ:
કમોદ કંગુરાકળી વ્યાપક મુખડાંમાંય,
નાજુક વિવેકટેકે ચમકે કિર્મજી ગાલ;
ઝમક કવિની કન્યાઝમક કદી ન કહે,
એ'રામ આ બાળ અબળાની બલિહારી ભાળ. ૨.

## ઇંદ્રોપદેશ.

### વૈતાળિય છંદ.

જીવડા જીવ ડાપણે જડી, જગતેજે જગતે રહે અડી ;
જીવિકા જીવિ કાઢ સંપથી, જનમારો જન માર જંપથી. ૧.

હૃદયા રદ રંગ મોજ રે, રમણાશું રમના તું રોજ રે ;
રસિઆ રસિ આપથી રડે, રસ ના લે રસના રતિવડે. ૨.

કર તું કર તુલ્યના જરી, કરજે જો કરશે જશે મરી ;
કરતા કર તારી તું કળા, કરજી ના કરજી મને ભલા. ૩.

નયને નિયમો રસાળ જે, નવલીલા નવલી નિહાળ તે ;
નખરાં ન ખરાં સ્વિકારતો, નવસાને નવસી વિહાર દો. ૪.

મહિમા મહિમાં ભરેલ છે, મુખ તારી મુખલ્યારી મેલજે;
મમતા મમતાથી માન ના, મરયાદા મરયાથી માન ક્યાં ? ૫.

બદલો બદ લોક બાંધશે, બહીને બે દિન બાઝી જો જશે;
બળિયા બળિયા કુકામથી, બહિરામે મન માર્યું હામથી. ૫.

---

## દંપતિને શિખામણ.

### પદમાવતી છંદ.

સુણજો નરનારી, વાત વિચારી, કહું બંનેના હિતથકી;
જગમાયા સારી, સૌ સંભારી, પાળો પ્રત્યક પ્રીત નકી ;

પતિની પત રાખે, તો સુખ ચાખે, શીયળવિના સંસાર સુનો,
પતિ પોતા પાખે, કોપર નાંખે જો નખરાં, તો ઘોર ગુનો. ૧

ઈશ્વરઇતરાજી, તેથી ઝાઝી, મરણ પછી મુક્તિની મણા,
ત્રૈલોકે લાજી, એ નવ બાજી, તારણકારણ રડે ઘણા;
સંપે રહી સ્વામી, વિકાર વામી, ઘર શ્યામા અંતરસાથે,
કે અંતરજામી, તૃપ્તિ પામી, દે આશિષ સવળે હાથે. ૨.

પતિપતનિ બળિયાં, જેઓ મળિયાં, સંપતી નેં સંતોષવતી,
મસ રસતે રળિયાં, વયમાં વળિયાં, પણ દંપતિ દમદાર અતિ;
બંને યશ પામે, શુભ પરિણામે, બંનેના ત્રણ તાપ ટળે,
શિખ કહી એ'રામે, ઈશ્વરનામે, માને તો મા'માન મળે. ૩

## ટકા ચઢાવી બોલનાર જીવો.

સારંગી છંદ.

"બાપા આજે તો સો આનો, મેં દીઠા આ શેરીમાં;
મારામારી મોટે ધાટે, આવ્યા તેરી મેરીમાં;
ઘોડા દોડે ઘોડા કુદે, ઘોડા ભુંકે આ તાણે;
બાપા પોતે આવ્યા હોતે, તો જોતે તે ટોળાંને." ૧.

"ના બેટા એ ખોટી બોલી, કીડીનો કીધો હાથી;
આખે ગામે સો આનો નૈ, તો શેરીમાં હો ક્યાંથી?
ડાહ્યો થૈ તું ગાંડું બોલે, એદે હું ખીજું આથી;
શું કે'વું તારા જેવાને, જે જુઠાંનો છે સાથી?" ૨.

"ના ના બાપા સાચું બોલું, પરચી મેં દીઠા આંખે,"
"જીવા જુઠા હું નૈ માનું, જો પોણા કાઢી નાંખે;"
"બાપા મેં પોતે પ્રીછ્યું છે, પાંચે પોકારો કીધા,"
"કાળા મોંના કેશી તેં પંચાણું ક્યાં સાંતી દીધા?" ૩.

"બાપા સાચેસાચું બોલું, બે શ્વાનો પેલા બેઠા,"
"વાવા જીવા સોના બે તો, અઠ્ઠાણું શામાં પેઠા?"
હાસી થાતી જોતાં જીવો, આંખે આંસુ લૈ આવ્યો,
'બે'ના 'સો' બેસાડી દેતાં, બે બોલો તે નૈ ફાવ્યો. ૪.

જીવાને જુઠું કે'વાને, બીજો હેતુ નૈ ભારે,
સાદે સાચે સ્વાદ મળે નૈ, તે શૃંગારે શૃંગારે;
શ્રોતાને સંદે' લાગ્યો તો, માને નૈ હાસી સામે,
બોલે ના બંધાવો બંધુ, બોલી બોલી બે'રામે. ૫.

નકલ.

## શોકાભાસ.

ચંચળા છંદ.

લોક શોકથી રડો, મરે વિવેકી એક નાર,
જેણીના વખાણનારથી ન ગુણગાન પાર;
રંક તેની પાસ માગવા કદાપિ જાય સે'જ,
મોકળે મને ધીરે પછાડી જો મળે અવેજ!
શેરીમાં પડોસીને રીઝાવતી ગુણે અમાપ,
દોષ તો કરે જરી ન જ્યાંસુધી કરાય પાપ!

મંદિરે સુવેશ રેશમી સજે બતાવી સાખ,
ઊંઘતી કદી નહીંજ જ્યાંસુધી મિચાય આંખ!
બાઇ મોહથી પીડાય વીશથી વધુ બટાઉ,
ભૂપતિ પછાડી જાય તેણી જો કરે અગાઉ!
હાલ દાસ સૌ અલોપ, થાય બાઈ મોતભોગ,
વૈદ્યરાય અંતની પછી કહે 'અઘોર રોગ'!
શોકમાં બુડો બધાંય કાઢીને દુખી અવાજ,
બારમાસ જીવી હોત તો મરી ન જાત આજ!

ભાષાંતર.

---

## કવિજનોને સૂચના.

### તોટક છંદ.

ગુણ નીતિ ભરેલ કરો કવિતા,
જયમ ગંભીર સ્થિર વહે સરિતા;
શુભ વાવરી શબ્દ જીભે ઝરતા,
કવિરાય કરોજી કવીશ્વરતા. ૧.

વિષયો મનમોહક આદરજો,
સણગાર શૂરે સૃજનાર ભજો;
રસ સાલસ કોમળ લૈ ભળતા,
કવિરાય કરોજી કવીશ્વરતા. ૨.

સહુ દાનતણા ગુણગાન લખો,
સદગુણતણા પુણ્થી હરખો;

નર નારી ઉરે શિખવી સમતા,
કવિરાય કરોજી કવીશ્વરતા. ૩.

ધજ ધૈર્યતણી ધરી ધોળી ધજા,
પરિતોષતણી સમજાવી મઝા ;
રચના રચીને રમતા રમતા,
કવિરાય કરોજી કવીશ્વરતા. ૪.

શિખવો સહુ સ્ત્રી શીળથીજ સતી,
પ્રતિ દંપતિ રાખી રહે સુમતિ ;
કહી રામ સીતાજીતણી મમતા,
કવિરાય કરોજી કવીશ્વરતા. ૫.

નિત સત્યતણાજ સુમારથકી,
કવિતા કરવે ભયની શી વકી ?
પરમાર્થ ભજી ન પરાધિનતા,
કવિરાય કરોજી કવીશ્વરતા. ૬.

ગુણ પૂર્ણ મનુષ્યતણાથી રહો,
પછી દેવતણા શુભ ગુણ ગ્રહો ;
પરિપૂર્ણ થતાં વધતા વધતા,
કવિરાય કરોજી કવીશ્વરતા. ૭.

ગુરૂ માત પિતાની વડી પદવી,
કવિની પદવી અદકી વદવી ;

રીઝવી જગવાસી રૂડા વસતા,
કવિરાય કરોજી કવીશ્વરતા. ૮.

કવિપોંચ રવિથકી પ્રૌઢ અતિ,
મતિ પ્રૌઢ સદા ઉરમાં વસતી ;
બહિરામ શિખી ઉરવ્યાપકતા,
કવિરાય કરોજી કવીશ્વરતા. ૯.

---

## મિત્રતા વિષે.

### અલક છંદ.

મિત્ર પવિત્ર ખરો સુખદાયક,
જો તારી મમતાને લાયક ;
સર્વ કવિ તેના ગુણ ગાયક,
સર્વ કવનનો તે છે નાયક. ૧.

જો મળિયું અંતરશું અંતર,
તો મિત્રો રે'શે અજરામર ;
એક ધનેતર બીજો પામર,
સ્વર્ગે સિધારે બંને સાદર. ૨.

માલ મતા બેને સાધારણ,
એક વળણ ને એકજ કારણ ;
અન્યો અન્ય ન દેએ બાપણ,
એક બોડ બીજા મન ડાપણ. ૩.

જાણે એક બીજાના આગમ,
ચતુરાઈ હો નહિ હો ચોગમ;
ગણે વિનંતી કડવો હૂકમ,
મિત્રભાવ એવોજ અનૂપમ. ૪.

પિયે મિત્ર સુખકારણ સોમલ,
કઠણ વેણુ માને યશ કોમળ;
અગની જળ ઓળંગી વાદળ,
ભાગ જાય યમપુરીની ભાગળ. ૫.

સ્નેહ સકળ સદ્ગુણનું દોહન,
મિત્રભાવ મધુરો મનમોહન;
કહી એ'રામ સ્નેહારાધન,
સ્વર્ગ જવાનું સવળું સાધન. ૬.

---

## ટેકચંદશાહવિષે.

### ચોપાઈ.

દોઢચતુર કો વિરલો હતો,
ટેકચંદ ઉપમા રાખતો;
કામકાજશું આદિ વેર,
નવરો બેસી કરતો કેર. ૧.

માતપિતા સમજાવે ઘણાં,
(પણ) હાડ કહ્યું ન કરે તે તણાં;

માતપિતા તો સ્વર્ગે ગયાં,
નહિ વા'લાં કો પાસે રહ્યાં. ૨.

પૂંજી સાઠ રૂપિયા નિકળી,
ટેકચંદશા'ને તે મળી;
ગયો બજારે તે તતકાળ,
વો'ર્યો સર્વ બિલોરી માલ. ૩.

ભાડે રાખી એક દુકાન,
તે મધ્યે મૂક્યો સામાન;
બેઠા થઈ વેપારી નવા,
સુણજો શું બેઠું છે થવા. ૪.

પીઠ ભીંતસાથે અથડાય,
નવા માલપર ધરિયા પાય;
ઘરાકની જોતાં તે વાટ,
ભળતા મનમાં ઘડતો ઘાટ. ૫.

"સાઠતણા સે'જે સો કરૂં",
"સોના બસો થવા આદરૂં";
"બસોતણા તો બેજ હજાર",
"વેપારે શી કરતાં વાર"? ૬.

"આંખ મીચતાં જેટલી વાર";
"હજાર બેના કરતાં ચાર";

"ચાર આઠ નં સે'જે સોળ",
"બત્રીશ તો બોલાતાં બોલ". ૭.

"હજાર ચોસઠ પાછળ લાખ",
"એમાં જીવ નવ સંશય રાખ";
"લાખે લેખાં હવે લખાય",
"આ ધંધો મુજથી નહિ થાય". ૮.

"લઈ હીરા માણેક ઝવેર",
"બનું ઝવેરી રૂડી પેર";
"પુરમધ્યે પ્રખ્યાતિ થાય",
"જ્યાંત્યાં મુજ ગુણયશ બોલાય". ૯.

"મિત્ર થતા આવે જન મા'ન",
"દેખે જ્યાં મુજને ધનવાન";
"રાજા રાણા સાથે ફરૂં",
"દિવાન દીકરીવેરે વરૂં". ૧૦.

"બાંધું એક બિલોરી મે'લ",
"મુજ અનુભવને તે તો સે'લ";
"સણગારૂં સણગારે સાર",
"જોતાં મોહિત જન નરનાર". ૧૧.

"વળતી વહુ આવે સાસરે",
"સ્તબ્ધ ઠાઠ દેખીને ફરે";

"સજે સોળ શરીરે સણગાર",
"વધારવા ભરતાર વિહાર". ૧૨.

"કામાતુર બની કામિની",
"કળવળતી આવે મુજભણી";
"હવે ધરી ઉરમાં બહુ મોજ",
"નહિ રમણાને આપું મોજ". ૧૩.

"રસભંગે નાજુકડી રડે",
"જઈ માતાને પાયે પડે";
"કુથન કહે ને ડુસકાં ભરે",
જનુનીઆંખે આંસુ ખરે". ૧૪.

"દુખ કેરો કરવાને ઉપાય",
"સુણી સાસુ મુજપાસે થાય";
"હાથ જોડીને બેંચી સોડ",
"કરતી દૂરથકી તે કોડ". ૧૫.

"પુછે મુજને લાગી પાય",
"'જમાઈજી આ શું કેવાય'"?
"'સમજુ શાણા થઈ વિદ્વાન'",
"'કયમ પજવો પતની નાદાન'"? ૧૬.

" 'સ્વામાનો સોંપ્યો અવતાર' ",
" 'શરણે આવી માર ઉગાર' ". ૧૭.

" જનનીને દેખી બોલતી",
" વહુ બોલી હળવે મુજપ્રતિ";
" 'તમ દાસી છું હું મા'રાજ' ",
" 'ક્ષમા કરો અબળાને આજ' ". ૧૮.

" 'તજયાં માતપિતા પરિવાર' ",
" 'પિયુસાથે કરવા સુવિહાર' ";
" 'તમે રૂઠો જો મુજપર આમ' ",
" 'સુખ ગણું દુઃખ સમાન તમામ' ". ૧૯.

"હવે લાવી ઉરમાં બહુ રીસ",
"ઉચ્ચરં વેણો પાડી ચીસ";
" 'નિકળ રાંડ કાભા કુશીળ' ",
" 'શું સમજ્યા કોળી કે ભીલ' "? ૨૦.

" 'નફટ નાર નિર્લજ નિર્બુદ્ધ' ",
" 'સોટે ઘર પણ નાવી શુદ્ધ' ";
" કરડે વેણે કરતાં વાત",
" મારં એક કુદીને લાત". ૨૧.

સુણો સર્વ આ ઉન્મત્ત મતિ,
ટેકસ દશાની કહું ગતિ;

લીન હતા આ ચિંતનમાંય,
મન બદલે વાવરિયો પાય. ૨૨.

લાત સાથ તૂટી સહુ આશ,
કાચપાત્રનું સત્યાનાશ;
સાઠ રૂપૈઆ થાપણ ઉડી,
રહ્યા શેઠ બજવાણી સુડી. ૨૩.

મે'લ ગયો વળી માન પિછાન,
ભાર ખોજ તેં વાળ્યો ધાન;
સાસૂ સસરો સ્વપ્ને ગયાં,
વિવાહ વૈભવ વસમા થયા. ૨૪.

સ્નેહી સૌ શોધ્યા નવ જડ્યા,
વહુ વિરલીના વાખ્યા પડ્યા;
સાર સુણો શ્રોતાજન આમ,
સમજાવે સ્નેહે બે'રામ. ૨૫.

નકુલ.



## આપણા વડીલથી આપણ મોટા ?

વૈકુંઠધામા છંદ.

કાળની ચાલ વિકરાળ તે ભાળતાં,
હાલતા કાળનો ખ્યાલ આવે ઘણો;

બાં'સમાં દોષ છે હોંસ હૈયે ધરી,
સાચી વાતો સુખે સાંભળો સૌ જનોઃ
કેમ કે'વાય ડોસા અમોથી વડા,
બાપડા રાંકડાને ન કો સાધનો ;
વૃદ્ધ શોધોવિના આંધળા જીવીને,
બોધહીણા બધા સ્વાદ લે મોતનો. ૧.

વૃદ્ધ મારો સને સત્તરે જીવતો,
ઓગણીસે મને ભોગ છે પ્રાણનો ;
દાસને પાસ ડોસાતણી મૂકશો,
વર્ષ બે સો વડો આપ હું તેમનોઃ
ભૂમિમાતા ભરેલી ભલા ભેળથી,
જોષી નિર્દોષી કે' ડોસી તેને ગણે;
દેખતાં દેખીતું એ ખરે ખાત કે,
કાળ મોટો વડાવાથકી આપણો. ૨.

આદિ રાયો હશે શૂરવીરો ઋષિ,
હાલ તોટો કશો ના પડ્યો તેમનો ;
લેખતાં લાખ લેખી શકે લોક કો,
અંત આ વાર આવે નહીં જેમનોઃ
આદિ ગ્રંથો હશે તો ગણેલા હશે,
આજ સુમાર કે પાર ક્યાં ગ્રંથનો?
આતમાજ્ઞાન ને સિદ્ધતાવાતમાં,
ભ્રાત દા'ડો કહો શ્રેષ્ઠ છે કોણનો ? ૩.

આદિ અગ્નિવિમાનો ન સ્વપ્ને મળે,
ત્રાસ તો પ્રાસ પ્રવાસહિંજાશનો ;
લોક જુની નવી વાંચતા વિલમે,
તાર જાણે નહીં માનવી ત્યારનો :
આદિ સાંચા રૂડાં કાપડો સાંધતે,
વૃદ્ધને સોપ્ય કાં પાંદડાંઓ તણો ?
પાત્ર વસ્ત્રો રૂડાં આપણે પે'રીએ,
હાલ નાથે વધારો કર્યો સોગણો. ૪.

આદિ સૈયેડ નેં ચેપી રોગો હતા,
હાલ વૈદાંથકી નાશ છે તેહનો;
પ્રાણ જાતો ઉપાયો રૂડાથી બચે,
જે ઠીલે આજ પે'લાં દુખી દેહનો :
આદિ ભંગી વિષે રાજનો કારમા,
રંક શીશે ભરે ભાર સૌ જોરનો;
સૌ જુઓ ભાગ્યશાળી ભલા કાળમાં,
હાલ માબાપજેવા રૂડા રાજનો. ૫.

સિદ્ધ કીધું સુખી આપણે લોકતો,
કાઢતાં કાઢી કો ને શકે ખાપણો;
માનજો માનવી માન સાચે મળે,
કાળ આવ્યો હવે ઓ'સને જુડનો:
વાર ઓલો હવે ખાતરી થાય કે ?
મેં હર્યાં છે ખરાં સર્વ શ્રોતામનો ?

વાદ આ'વો સુણી ઊંઘતાં જાગીને,
વાંચજો દ૯ બે'રામનાં કારણો. ૬.

---

## ખેડુતને થતા લાભવિષે.

શાલિની છંદ.

ખેતીવાડી, ખેડુતો ખેડશો જો,
જીવી જક્તે, જંપના જોગ જોજો;
બાગે બેસી, બાળીને દુ:ખબોજો,
માળી મારે, મેદનીમાંય મોજો. ૧.

વાયુ સ્વચ્છે, વૈદ્ય વેગે વસે તે,
પાકા પાકો, પ્રાણને પુષ્ટિ દે છે;
ફુલો ફુલી, વાસતો ફરવે છે,
એ બોલોમાં, બ્યાન બે'રામ કે'છે. ૨.

---

## જેને ગાયનપર રૂચી ન હોય તેવા માણસનું વર્ણન.

શરણાગત છંદ.

જે જનને ગાયન નહિ ભાવે, તે કરનારો કેર;
સદગુણનો તે સંગ કરે નહિ, સતશુ રાખે વેર:
હિચકારો એકલપેટો તે, કૃપણ લૂણહરામ;
દ્રવ્ય દેવ જગ મુક્તિ તેની, લાંચવડે નિત કામ. ૧.

દેવ ધર્મ કુળલજ્જા વેચે, પામર પૈસાકાજ;
રંકતણાં શોણિત શોષીને, બાંધે ગાંઠે વ્યાજ:
પત્ની પુત્ર પુત્રી પરહરીને, ભળતા કરે વિહાર;
માતપિતા મિત્રો મેલીને, ભટકે ભૂમીભાર. ૨.

દોષ ભર્યાં દિલમાં દેખો નહિ, જરી દયાની જોત;
વાયુ વિશે વિષ ભરીને, આણે અવની મોત:
હડહડતા આ નાસ્તિકકેરો, એકે ગુણ ન ગણાય;
બળ્યા વેશ એ'રામ કહે એ, સર્વ દોષ સમુદાય. ૩.

---

## હબસી ગુલામોપર થતા જુલમવિષે.

દોહરા.

માનવીતણા સ્વરૂપમાં, જમડા પેલે ઠામ;
લોક અસીલ અનાથને, પકડી કરે ગુલામ. ૧.

રાત અંધારે જુલમિઓ, મેલે ઘરપર આગ;
ના'સે નગ્ન નિવાસિઓ, માલમતા કરી ત્યાગ. ૨.

સામે જોઇ નમેરીને, ખુવે બાપડાં આશ;
અરરર જીવ ગદગદ કરે, તન મનમાં અતિ ત્રાસ! ૩.

નર અબળા શું બાળકાં, જકડી ક્રૂર ચંડાલ;
વેચે નિર્દય લોકને, આ જીવવંતો માલ. ૪.

પ્રભુનાં વા'લાં બાળકો, બજારમાં બંધાય ;
ધિકધિક આ વેપાર જ્યાં, જીવતા જીવ વેચાય. ૫.

દાબી ચાંપી તપાસીને, કરે કસાઈ ભાવ ;
સઘળા સરખા દૈત્ય ત્યાં, કોણજ કરે બચાવ ? ૬.

સજીવ માલ ખરીદીને, ભરે વા'ણમાં ભાગ ;
હે ઈશ કેમ ખમી શકે, ધણીધણિયાણી વિયોગ ? ૭.

હૃદય તુટે અર્ધાંગનું, અબળાનો અવતાર ;
દૂર પડી રડે બાપડો, દુખિયારો ભરતાર. ૮.

સુખે છુટે તે માનવી, થાય કતલ તતખેવ ;
રીબી મરવું નવ ગમે, છુટકો કર હે દેવ. ૯.

હિચકારા ચંડાળને, આ ધંધાની ભુખ;
લજવે માનવીભાવ તે, લજવે માતાકુખ. ૧૦.

લજવે તે સંસારને, લજવે તે સૃજનાર ;
લજવે લજ્જા આપને, શા લજ્જાના પાર ? ૧૧.

વા'લા હિંદુ બંધુઓ, દેખો જયહાં ગુલામ ;
કરી પલકમાં મોકળા, લો આશિષ બે'રામ. ૧૨.



## એક ઘાયલ હૃદયની સ્ત્રીનો વિલાપ અને અંત.

લલિત છંદ.

રસિક ક્યાં ગયો? વીશ વર્ષમાં,
શીતળ સુખ નેં, શાંત હર્ષમાં ;

જગતજોખથી, ગુંગળાઇને,
ઝડપ મોતનો, હાથ સાહીને. ૧.

જુલમ જોસથી, વિખરૈ જઈ,
વિપતમાં પડી, રાંડ હું રહી;
ભવ તુટી પડ્યો, ભાર દુઃખનો,
નિશ ગળી ગઈ, દીસ સુખનો. ૨.

પ્રિતમ સ્નેહ તો, આજ કાલનો,
નહિ સમ્યો રહ્યો, સ્નેહ લાલનો;
રતન લુટિયું, ક્રુર કાળ તેં,
દુખસમુદ્રમાં, ડોલીને મને. ૩.

અજલ આવીને, દ્દઢ સ્નેહની,
ખબર લૈ ગઈ, સ્વામી દેહની;
જીવ ઉડી ગયો, પ્રિય પ્રાણશું,
અહિં રડી રડી, અંત આણશું. ૪.

સમય રૂઠિયો, ક્રુર લેખથી,
સમજી નૈ રહી, દેખ રેખથી;
મદનબાગમાં, ફુલ તોડતાં,
રસિક નાથશું, પ્રીત જોડતાં. ૫.

ભવિષ હું ભુલી, ખેલ ખેલતાં,
મધુર હોઠશું, હોઠ મેલતાં;
રસ હસી હસી, ચાંપી ચૂસતાં,
વિલિન બાકીએ, દુઃખ ભુસતાં. ૬.

ખમી નહી શકયો, કાળ મોજને,
ઝડપ ગોઠવી, દુઃખફોજને;
અલગ તે રહી, નાથને ધરે,
હલક સીકડી, પ્રાણ પર્હરે. ૭.

સુખ ધરી મુખે, દૈવ મોં ઑીડે,
સરળ આશ દૈ, રીબવી પીડે;
કસર શી હવે? પ્રાણને મઝા,
અધર હું રહી, ચાખવે સજા. ૮.

અસલ સુખ જો, કાંઈ ના હતે,
મળી જતે રહ્યે, તે રૂડું થતે;
ખબર કયાં મને, સુખની પડી?
સુખ ઉડી ગયે, ભોગવી રડી. ૯.

હ્દય આંધળું, હાય શું સુઝે,
ફિકર ફેરથી, હાડકાં ધ્રુજે;
અવયવો તપે, લોહી જામિયું,
શરીર મોતથી, ત્રાસ પામિયું. ૧૦

અજલ ઢીલથી, શું કરે હવે?
સુખ મળે ફરી, સ્વર્ગમાં જવે;
તલપ જીવ જા, સ્વામીને મળું,
વિકટ વિઘ્નથી, હે પ્રભુ ટળું. ૧૧.

કબજ પ્રાણરે, હાય શું કરૂં?
મદદ આપ દે, મોત આ ખરૂં;

નયન લોહી દે, બેહરામ તું,
સુગમ છે મને, નાથ નામ તું. ૧૨.

---

## વંઝાવિલાપ.

### ચરચરી છંદ.

કંઠ ગંભીરથી રડે ગુણવંત કો અબળા ધણી,
'પૂર્વનાં નિજ પાપ શા થકી તું પીડે પ્રભુ પાપણી'?
'નારી હું અવનીવિશે રઝળી મરૂં નિત વાંઝણી',
'જાણીને જનવંશમાં મુજ રંક કાં જનની જણી'? ૧.

'પુત્ર કે પરિવારથી નિરધાર હું હરખી જતે',
'જો પ્રભુ મુજ નારના અવતારને સુખ આપતે';
'હાલ તો વિકરાળ હાલત બાળહીણ અભાગ્યણી',
'જાણીને જનવંશમાં મુજ રંક કાં જનની જણી'? ૨.

'યાદ ને ફરિયાદ મારી પ્રસાદ પુત્ર ન દેવ દે',
''મા'તણો મધુરો ઉચ્ચાર લગાર તો કરણે પડે';
'રાગ કાઢી રમાડું કોણ હું રાખીને હૃદયાભણી',
'જાણીને જનવંશમાં મુજ રંક કાં જનની જણી'? ૩.

'પ્રાણ વેચું પ્રસૂતની ઉપમા પ્રમોદક પામવા,'
'વંશવૃદ્ધિ નિહાળીને વનિતા વડું દુખ વામવા';
'દે પ્રભુ કુળજોત કે ક્રુર મોત, સાંભળ માગણી',
'જાણીને જનવંશમાં મુજ રંક કાં જનની જણી'?

---

## દુષ્ટ રાજનોના હાથથી થયલા ભરતખંડના છુટકારાવિષે.

### માલિની છંદ.

સરસ સકલ બેસે, મંડળીઓ રૂપાળી,
નરસ અશુભ નાસે, લાજતી રીત કાળી;
હરષ સુખથી દેશે, જ્ઞાનખાણો નિહાળી,
તરસ મનની ભાંગે, માત વિદ્યા દયાળી. ૧.

જુલમ દુસહ કીધો, મા' ભુંડા મોગલોએ,
'ધરમ' 'ધરમ' બોલે, સુખ પામે ન કોએ;
શરમ વિનય છોડી, મૂઢ પે'લાં ન જોએ,
કરમ કુટિલ કૂટી, પાછલે રોજ રોએ. ૨.

નરમ ધરમી હિંદુ, બાજી સાંધી બરાડે,
ગરમ વિરૂધ યુદ્ધો, આ મરાઠા જગાડે;
ભરમ સરવ ફૂટે, ભીલડાઓની ધાડે,
પરમ સુખિત ત્રાતા, જોઈને ત્રાડ પાડે. ૩.

"અપટ મનુષ અંધાં, ફેલ આ શાં તમારાં"?
"કપટ મનશુ રાખી, કામ કીધાં નઠારાં";
"નફટ નિપટ ચોરો, માન રાખ્યાં ન મારાં",
"ચપટ સજડ બેસો, રાજનો શું થનારાં"? ૪.
અરર વિપત આશી, મોગલો ક્યાં સિધાર્યા,
ચરર બળથી ચાલે, લોક બીજા ન ધાર્યા;

ધરર અધિક ગાજી, અંગરેજો પધાર્યા,
ગરર ગગડી ધાકે, મોગલો હિંદુ હાર્યા. ૫.

ચપળ સબળ વીરે, દેશને હાથ લીધો,
નવલ વિમળ રીતે, લોકને લાભ દીધો;
વમળ વિવિધ ટાળ્યા, ન્યાય વ્યાપાર સીધો,
સરળ વિજય ભાવે, યૂગ પ્રખ્યાત કીધો. ૬.

અજબ નવીન શોધો, હોંસ રાખી બતાવ્યા,
કસબ કિમતી ચોખ્ખા, લાંચ આપી શિખાવ્યા;
ગજબ જબર કાઢી, વ્યાજબી ન્યાય વાવ્યા,
મજબ ધટિત સૌને, મંન માન્યા મનાવ્યા. ૭.

લખત લિખિત એવાં, પારકાઓ સુધારે,
વખત સવળ સાંધી, આપ કીર્તિ વધારે;
સખત સફળ યત્ને, એંજીન ભાર ભારે,
તખત અચળ સ્થાપે, પ્રૌઢ પૂરા વિચારે. ૮.

મરદ સદગુણી સૌ, સુદમાંહી વિરાજે,
શરદી ગરમી વેઠી, સાચમાટે ન લાજે;
મદદ તરત આપે, દુઃખિયાં સુખકાજે,
દરદ વિકટ ટાળે, ધાન્યને દાન આજે. ૯.

અમર ઉમર જીવો, રાજ જે સુખ લાવે,
અવર સુજશ પામો, લોકઆશીષભાવે;

તમર શરીર ખાઓ, ચોર જે વેર ચાવે,
ફમર ફિતુર ભાગી, બોલ બેરામ ફાવે. ૬૦.

---

## બ્રિટિશ ખલાસીવિષે.

ઇંદ્રવિજય છંદ.

દેશ વિદેશ હશે ઋષિ બેશ, વિશેષ હશે મુનિ લાખ અઠ્યાસી;
ક્રોડ વળી કવિ થાય, ઘણાયક રાય સદાય વસે અવિનાશી:
તોપણ ખાસ પ્રકાશ દિયે, ખમી નાશ ઉડાવી વિલાતઉદાસી ;
નીર સમીરશું વેર કરી, ધરી ધીરજ વીર બ્રિટિશ ખલાસી. ૧.

ભૂતદયાથકી સાગરસુત લડે અદભુત લડાઇ સુભાવે;
તોપમુખે ચઢી, રોપ સુરોપ અલોપ થતો જીવ દૈ અટકાવે :
હાલ જરી હીલચાલ જુએ, વિકરાળ વીરો અરિપાલ ધ્રુજાવે;
ધન્ય પ્રજાહિત સેવન, બ્રિટનબંધુ ગુણો બહિરામ ગણાવે. ૨.

---

## રાણી વિક્ટોરિયાને આશિષ.

શાર્દૂલવિક્રીડિત છંદ.

સંતોષે ઇશ વિશ્વમાં બ્રિટિશ સૌ, પામે સુઆશીષ જે;
તે માટે જગદીશ સૌ નિશદિને, નીચાં ધરે શીશ તે:
સંભાળે બળવાન તે અબળને, છાયાતળે દોરિયા ;
વારે આવી વધાવ વિજયવડે, જે વાહ્લી વિક્ટોરિયા. ૧.

પાળી પ્રેમપ્રતાપથી પ્રભુપિતા, એ પ્રૌઢ પુત્રી પૂરી;
આજુ થૈ ભીડ બાથ, દાબ બળિયા, બુદ્ધિ બુરાની બુરીઃ
ચિંતાથી ચિત ચેતી ચેતવ જનો, જેણે હકો ચોરિયા;
વારે આવી વધાવ વિજયવડે, જે વા'લી વિક્ટોરિયા. ૨.

ત્રાતા તું તતકાળ તેજ તપવી, માતાનું ત્રૈલોકમાં,
શયા રાણી અમારીને રણવિશે, રીસે ભરી રોક માઃ
દ્રોહી દાટ તું જે જને, દર દગા નિંદાતણા કોરિયા;
વારે આવી વધાવ વિજયવડે, જે વા'લી વિક્ટોરિયા. ૩.

પામો માન અમાપ, નામ અમરે, આ મેદનીમાં વસો;
હોહો થાવ હજી ઘણો, હરખથી, સૌ હાડ હૈડાં હસોઃ
આ ઠામે મમતા થકી મત ગમ્યા, એ'રામ મેં વો'રિયા;
વારે આવી વધાવ વિજયવડે, જે વા'લી વિક્ટોરિયા. ૪.

---

## ઘરડા ભરતખંડની ઈશ્વર જોગ અરજી.

"ઓધવજી સંદેશો કે'જો શામને". એ રાગ.

અંધારે શું નાંખો હિંદુસ્તાનને,
ભગવત લેજો ભરતખંડની દાદજો;
કેમ ઘટાડો ઘડપણમાં મુજ માનને,
વરસાવો સુખનો શીતળ વરસાદજો; અંધારે શું નાંખો. ૧

શા અપરાધે ઇશ કરો મુજ ત્યાગરે,
ભજનક્રિયામાં પાડ્યા શા મેં ભંગજો?

ઘડપણમાં ઈશ આપો શું વૈરાગ રે,
ક્રોધે શિદ કંપાવો ઉર નં અંગજો; અંધારે શું નાંખો. ૨.

વક્રદ્રષ્ટિ શાથી છે ઈશની મુજભણી,
પેલે ભવ મેં શાં કીધેલાં પાપજો;
યાદ કરી નવ ખીજતા મુજપર હે ધણી,
નાથ ન દેતા સદાકાળનો શાપજો; અંધારે શું નાંખો. ૩.

એક સમે જગમાં બહુ હો હો થઈ રહી,
ભરતખંડને મળે બહુ સુખ સેજજો;
તમ ક્રોધે પ્રભુ આ દીવાળી વહી ગઈ,
ઝાંખ્યાં મારાં રતન આંખનાં તેજજો; અંધારે શું નાંખો. ૪.

બહુ બળિયો થઈ લડ્યો લડાઇ દેવશું,
રિસાયા જગનાથ રૂડા તતખેવજો;
માફ હવે માગું હું લોચનનેવશું,
કરો માફ ઝટ હે દેવાધિદેવજો; અંધારે શું નાંખો. ૫.

નહિ સેંવાતો યતરાજીનો દંડ રે,
પિગળાવો ઉર પ્રભુ કરૂણાકારજો;
રડું છઉં ધોળે કેશે ભરતખંડ રે,
વૃદ્ધપણાપર આણો કાંઇ વિચારજો; અંધારે શું નાંખો. ૬.

કષ્ટ હરીને હસો ફરી એક વાર રે,
દુખિયાને નવ દેતા અનંત નાશજો;
નિરાધારના તમે માત્ર આધાર રે,
કરૂણાસાગરપર મુજને વિશ્વાસજો; અંધારે શું નાંખો. ૭.

પાય પડી હું માગું જગજીવન કને,
કરો ઉદય અવ મુજ સુખનો વિશેષ જો;
અરજ દુખીની એછે દુખભંજનને,
લંબાવો ભવ દોરી ટાળી ક્લેશ જો; અંધારે શું નાંખો. ૮.

કો એવો બળિયો થઇ નહિ લે બાથ રે,
બા'ર પડી નહિ સમજાવે કરતાર જો;
લૂટાતો આવ્યો લૂટારા હાથ રે,
કોને મુજ કંગાલની છે દરકાર જો? અંધારે શું નાંખો. ૯.

પે'લાં લૂટે ઇરાનને યુનાન રે,
વળતી મહંમદ આવી મારે ઠાર જો;
માંયમાંયમાં લડી મુવા નાદાન રે,
નામ ખોઇ નામરદો થયા ખુવાર જો; અંધારે શું નાંખો. ૧૦.

ખમી ખમી હું બોલ્યો નહિ એક બોલ રે,
ધીરો થઇ ધાર્યું ઈશ કરશે સા'ય જો;
હિચકારાઓ હાથે ખાધી ધોલ રે,
હવે વધુ દુખ હે પ્રભુ નહીં ખમાય જો; અંધારે શું નાંખો. ૧૧.

દો ઈશ મુજ કંગાલ વૃદ્ધને દાન રે,
ફરી માગું પ્રભુ માફ કરો ગુલામ જો;
રાંકની સ્તુતિ ધરજો પ્રભુજી કાન રે,
અમૃતઘન વરસાવો ઈશ બે'રામ જો; અંધારે શું નાંખો. ૧૨.

## દેશીઓને સૂચના.

"ઓધવજી સંદેશો કે'જો શામને." એ રાગ.

હે દેશીઓ સામા સામી શું જુઓ ?
જોતાં જોતાં આંખો મીંચઈ જાયજો ;
ભવિષ ભરોસો રાખી ઘેલા કાં સુઓ,
ઉઠો ઉભા થઈ પડો બા'ર જગમાંયજો ; હે દેશીઓ. ૧.

હાથ જોડીને ટકટક જોયા શું કરો ?
મિથ્યા નિરૂપયોગી આ અવતારજો ;
લોક સુખસાધન સૌ હિમ્મતથી ધરો,
દુ:ખ નિવારણ કરજો પૂરા પ્રકારજો ; હે દેશીઓ. ૨.

અતલગ રહીને મતલબ આપ ન કાઢતા,
એમાં તે શા માર્યા મોટા વાઘજો ;
શૂરવીર તે ખરી હામ દેખાડતા,
સુખમાં નહિ પણ દુખમાં શોધી ભાગજો ; હે દેશીઓ. ૩.

"સુધરો સુધરો" કહ્યે સુધારો નહિ થશે,
"સુધરો" કે'તાં સુધરો પે'લા આપ જો ;
બાળ કાળ સુધારાવિના વહી જશે,
જો નહિ સુધરો પે'લા પોતે બાપ જો ; હે દેશીઓ. ૪.

માટે સજ્જન તન મન ધન અર્પણ કરી,
શોભાવો સૌ આજ સુધારાકાજ જો ;

તે સાટે રિધસિધ દેશે ઈશ્વર ખરી,
અને વળી આશિષ દેશે આ રાજજો ; હે દેશીઓ. ૫.

વે'મતણી બેડીને તોડી નાંખીને,
નિકળો ગંધાતી દુર્ગંધથી બા'રજો ;
સ્વચ્છ હવા સુધારાકેરી ચાખીને,
લંબાવો દેશી સુખનો વિસ્તાર જો; હે દેશીઓ. ૬.

પર મે'નતનો લાભ કદી નવ માગતા,
વાવી બી ફળ ચાખો તેનાં સારજો ;
હીત કોનું નહિ અદેખાઇથી ભાંગતા,
એકલપેટા ખાશો નર્કે મારજો ; હે દેશીઓ. ૭.

કરી સુધારો કરજો સૌને ફાયદો,
બેસી રે'તાં ભવ ખૂટે નિરધારજો ;
મે'નત ને મે'નત સાચી એ કાયદો,
ઘડી પ્રભુએ મૂક્યો જગમોઝારજો ; હે દેશીઓ. ૮.

માયાળુ સરકાર દિયે પરવાનગી,
દેશીજન લો આવી છુટનો લાભજો ;
ક્યાં સુધી સે'વ્યા કરશો આ માંદગી?
સમજુ લોકો જોડે ધરતી આભજો ; હે દેશીઓ. ૯.

સમજી દેશી સાંધો આ સંજોગને,
નહિ સમજો તો હવે તમારા ભોગજો ;
વળગો નહિ કો દુષ્ટ કુધારા રોગને,
કહ્યું બે'રામે જે જે કેવા જોગજો ; હે દેશીઓ. ૧૦.

## નાનાં બાળકોને શિખવવાની રીત.

"હરિનો મારગ છે શુરાનો, નહિ કાયરનું કામ જોને". એ રાગ.

બાળ પશુ કપાળ કોરીને, ભરવું અંદર જ્ઞાન જોને ;
વિધવાને વિજયથી વરાવવી, વંઝાને સંતાન જોને. ૧.

ત્રીજીની જો આશિષ લેશે, બીજી આપે માન જોને ;
પે'લામાં જો જ્ઞાન ભરે તો, રીઝે ઉર ભગવાન જોને. ૨.

કંઇક કળાથી કંચન કાપે, ત્યાં પેલો સોનાર જોને ;
માળી વાળે ડાળી ખોટી, વૃક્ષ પડે નિરધાર જોને. ૩.

દુષ્ટ ગુરૂના દૃષ્ટાંતોથી, બાળ મરે હજાર જોને ;
ભવ તુટે ને ભગવત રૂઠે, મુક્તિનો સંહાર જોને. ૪.

દેવતણા દીધેલ હવાલા, હસ્તક જે માબાપ જોને ;
સૌથી મીઠી આશિષ એ છે, સૌથી કડવા શાપ જોને. ૫.

ધર્મ જનેતા તારો પે'લો, બાળકને નહિ આળ જોને ;
બોકીઓ તે ગુરૂજ એના, છાતી તેજ નિશાળ જોને. ૬.

મા તારી મમતાથી ન શિખે, મારી આંખનો માર જોને ;
ધમધમ ધમકી કદી ન દેતી, કોમળ આ વેપાર જોને. ૭.

કેળવણીની રીત બતાવું, તે પરમાણે ચાલ જોને ;
સફળ મે'નત તારી થાયે, થાયે બાળક ન્યાલ જોને. ૮.

વાંચન પે'લાં બોલ શિખવજે, કરી જોડણી સાર જોને ;
મોટે ધાંટે પે'લાં વાંચી, પ્રતિ શબ્દપર ભાર જોને. ૯.

શુદ્ધ બોલવું શુદ્ધ વાંચવું, શુદ્ધ રાગ ઉચ્ચાર જોને;
સ્પષ્ટ બોલતાં કષ્ટ પડે તો, સુધાર તેણીવાર જોને. ૧૦.

મધુરા મધુરા રાગ કાઢીને, બાળમન ઉસકેર જોને;
અસર હૃદયપર તેથી થાયે, પડે કશો નહિ ફેર જોને, ૧૧.

વાત વાંચી કે બોળે લઇને, પુછ સુતને સાર જોને;
ભૂલ પડે તો પાછી ચેતવ, તેની શી દરકાર જોને ? ૧૨.

ગણિત શિખવતાં નવ ગભરાતી, ગણી આંગળાં પાંચ જોને;
પાંચ પાંચે પચ્ચીસ બનાવે, એમાં શાની ખાંચ જોને ? ૧૩.

ભાત ભાતનાં આણી રમકડાં, સરવાળે ઉમેર જોને;
ત્રણ, ચાર નેં, ત્રણ, ત્રણ તે, કેવા કોરા તેર જોને ! ૧૪.

ભલી બાદબાકી જો શિખવે, ધરી રમકડાં હાથ જોને;
બાર બતાવી પાંચ કાઢી લે, વધશે રૂડા સાત જોને. ૧૫.

ગુણાકારમાં ગુચવણ શાની ? છ છની કર હાર જોને;
બે બે હારે બાર થશે નેં, ત્રણ હારેજ અઢાર જોને. ૧૬.

ભયંકાર ભાગાકાર આવે, ભય શો મનમાં ખાય જોને ?
ત્રણ વખત ગણ પાંચ રમકડાં, પંદર પેટે સમાય જોને. ૧૭.

નહિ સમજે તો ત્રણ બાળને, પાસે પાસે ખેંચ જોને;
પાંચ પાંચ કરી પંદર સૌને, સરખે ભાગે વેંચ જોને. ૧૮.

ભૂગોળને જો ભેટ કરે તો, શરીરને સરખાવ જોને;
શરીર આખો ખંડ બન્યો નેં, ખાસહવા દરિયાવ જોને. ૧૯.

ગરદન તે સંયોગીભૂમી, દ્વીપકલ્પ તે તાલ જોને ;
વે'તી નેસો નદી બનાવો, પાણી કેવાં લાલ જોને ! ૨૦.

પર્વત ડુંગર બન્યાં હાડકાં, કરોડ હીમાલાય જોને;
ઇંદ્રિઓ તે બંદર ઓ'ળાં, માલમતા લઇ જાય જોને. ૨૧.

વળી વ્યાકરણ નિયમ શિખ્ખવતાં, નહિ મનમાં કંટાળ જોને ;
કંટાળે જો બાળક મન તો, પસવારી પંપાળ જોને. ૨૨.

પુરૂષ, વસ્તુ, સ્થાન, સ્થિતિઓ, એ કે'વાએ નામ જોને ;
કેવાં કરીને મનમાં પુછો, વિશેષણ તે ઠામ જોને. ૨૩.

પ્રતિ નામને પાછું કે'તાં, જીભ કંટાળી જાય જોને;
તે કારણથી દિયે સર્વનામ, રૂડા વ્યાકરણન્યાય જોને. ૨૪.

નામ કરે જે કામ ક્રિયાએ, ક્રિયાપદ કે'વાય જોને ;
ક્રિયાપદનો ભાવ બતાવે, ક્રિયાવિશેષણ થાય જોને. ૨૫.

શબ્દયોગી તે સ્થળ બતલાવે, ઊંચે, નીચે, માંય, જોને ;
વિભક્તિનાંરૂપરૂપે, નામોમાં પેસી જાય જોને. ૨૬.

ઉભયાન્વે નહીં હતે તો, વિરામના શા પાર જોને?
અને, તથા, કે, પણ આવીને, જોડે વાક્યકટાર જોને. ૨૭.

હોહો, હાહા, કેવળપ્રયોગી, મનના ઉભરા ગાય જોને ;
નિરાધાર તે ઉભો રહીને, હસે રૂવે પસ્તાય જોને. ૨૮.

બાળ નિશાળે હવે સિધારે, શિક્ષક તું માબાપ જોને ;
સુણી વેણ મુજ નહિ માને તો, તારે માથે પાપ જોને. ૨૯.

કરે પવિત્ર આ સરદારી, હરી બાળનાં મંન જોને ;
પથ્થરને એ પારસ કરવા, પીતળને કંચંન જોને. ૩૦.

ગજબ કરીને અદબ કરાવે, તેમાં મોટું પાપ જોને ;
સ્વતંત્ર રે'વા દે રે સૌને, સ્વમતની છુટ આપ જોને. ૩૧.

રાક્ષસ દશનું જોર બતાવી, કુદી કુદી નવ માર જોને ;
સજા કરે તો મોં કચવાવે, અસર થશે નિરધાર જોને. ૩૨.

સાચ શિખવવા જો ચાહિતો, જુઠ મુખે નવ બોલ જોને ;
જુઠ વદી જો સાચ વદાવે, તેમાં ખોશે તોલ જોને. ૩૩.

નાત જાત નેં એવા ખોટા, કદી ન ગણતો ભેદ જોને;
કુરાન માનો બાઇબલ માનો, માનો અવસ્તા વેદ જોને. ૩૪.

તરફદારી કોની નવ કરતો, કોપર કદી ન વેર જોને;
સરખી આંખે સૌને ગણજે, થશે નહીં અંધેર જોને. ૩૫.

ઉદય જેવારે મનનો થાયે, હૃદય બાળ લંબાવ જોને ;
હૃદયો જો કો કઠોર હો તો, સમજાવી પગલાવ જોને. ૩૬.

કુમળાં મનમાં કુમળે હાથે, કુમળા રોપા રોપ જોને;
એ રોપાઓ અમર જીવશે, થશે નહીંજ અલોપ જોને. ૩૭.

પગલે પગલે સમજણ દેજે, કરી માર્ગ વિશાળ જોને;
શિખ્યો કેટલું? એમ ન પુછતો, કેવું, એજ સવાલ જોને. ૩૮.

ભોં ભોં કરતો ભૂંકી ચાલે, તેમાં શો [illegible] જોને?
વિના સમજવે વદે વેણ તે, અણસમ[illegible] ૩૯.

સ્વર્ગે ચઢવા અગણિત સીડી, ખમા ખમા કહી દોર જોને;
સુણી વેણ બેરામ ધ્યાન લે, મારગ પડ્યો અઘોર જોને. ૪૦

મિશ્ર.

---

## કવિતા બનાવનારને સૂચના.

"સાંભળને તું સજની મારી, રજની ક્યાં રમી આવીજી". એ રાગ.

વાતો કહું હું વેળા સાંધી, વરણનથી વરણાવી જી;
માનું પાડ તુજ મેતા નરસિંહ, કવિગત સુજને શિખાવી.
મન રીઝવવાને. ૧.

મન રીઝવવા શીખ શિખવવા, કવિતાગુણ દરશાવા જી;
અમૃત સરખાં વેણ ઉચરવા, હોંસે ગુરુગુણ ગાવા.
મન રીઝવવાને. ૨.

અલ્પ બુદ્ધિએ ન કલ્પો કહાણી, વદો ન મોટી વાણી જી;
જ્યમ જેઠાણીવતી દેરાણી, જઇ સૂવા ગભરાણી.
મન રીઝવવાને. ૩.

શક્તિવિના જો બેસો લખવા, જગમાં થાશે હાણી જી;
આરંભે જો બુદ્ધિ સૂતી, નહિ પાછી ઉઠવાની.
મન રીઝવવાને. ૪.

કવિતા કરતાં પક્ષ ન ધરવો, સ્વતંત્ર બુદ્ધિ રાખો જી;
દોષ કાઢતાં દોષ આપના, પેંલા કાઢી નાંખો.
મન રીઝવવાને. ૫.

છૂપી વાતો બા'ર ન કાઢો, બળતાં મનનાં સાંતો જી;
જાહેર જગને જે લગતું તે, કવિતા ચાહે કાંતો.
મન રીઝવવાને. ૬.

મનનો ઉભરો જેવો નિકળે, ટપક દેઈ ટપકાવો જી;
તુરંગ ઉડ્યો તો કવિતા લૂલી, લખ્બી કરી પસ્તાવો.
મન રીઝવવાને. ૭.

કવિતા અંદર કરો ખુશામત, અનુકુળ નામ બગાડો જી;
શૂરા વેણથી શૂરા સજનને, રસશૃંગારે રમાડો.
મન રીઝવવાને. ૮.

કવિતા બંધનથી બધાવું, અર્થ બગાડી નાંખી જી;
એ કરતાં નહિ લખવું સારૂં; મનનું મનમાં રાખી.
મન રીઝવવાને. ૯.

સુમાર્ગે કવિતા વાવરવી, ઈશ્વરકૃપા માગી જી;
સફળ થાય એ'રામ કહે જો, તો નહિ થા વરણાગી.
મન રીઝવવાને. ૧૦.

---

## હિંદુ મહાજનને એક નમ્ર અરજી.

ખ્યાલ.

તમે સુણો હીંદુ સજ્જન, શિખામણ, લાગશે પૂણ્ય, ન્યાય કરવાથી;
હું માગું જોડી હાથ, રમો નવ બાથ, અબળાસાથ, જુઠ વરવાથી.

એ રાંડીરાંડનાં દુઃખ, કામની ભૂખ, ન બોલે મુખ, મારશે હાય;
તો નર્કે ઢગલા થશો, હાલ તો હસો, ને સુખે વસો, જગતની માંય.
સુણો દલીલ ઉઘાડી કાન, નરમ સંતાન, કોમળ જાન, બચાવો ભાવે;
એ દુખિયારાંની અરજ, બજાવું ફરજ, બીજી શી ગરજ, મનેલલચાવે?

ઝુલ.

નહિ એક રાંડ અહિં હશે, હશે તો હશે દશેક હજાર;
કો' પુનરવિવાહ કરવાથી, તેમની વૃદ્ધિનો શો પાર?
પતિસાથ વળી પ્રીત જોડી, વિધવા છોડે કેવું જાર?

ઝુલ.

હે હીણા બંધવો જોને, બેનીને છુટકો દોને;
હે માત હેત શું ખોતું? ક્યમ હૃદય તારૂં નહિ રોતું?
હે પિટ્યા પિતા વિલાસી, તારી અક્કલ ક્યાં ગઇ નાસી?

હે મુગ્ધ કરે શું મોજ? જરી કર ખોજ, રહ્યો નહિ ઓજ, જુઠે લડવાથી;
હું માગું જોડી હાથ, રમો નવ બાથ, અબળાસાથ, જુઠ વરવાથી. ૧.

બાંધેલ પ્યાર જીવશે, જેમ તું કસે, તેમ તે હસે, કહું નિરધાર;
જો કામાકર્ષણ વડે, ગમે તે નડે, ખુલ્લાં પડે, પ્યારનાં દ્વાર.
જ્યમ વે'તા નદનાં નીર, બની ગંભીર, ઓળંગે ગિરિતણી બાખોલ;
ત્યમ અજીત કામ આંધળો, લડી એકલો, તોડી કુલ્લો, બજાવે ઢોલ.
જો પારખતાં પરખાય, ન તે શરમાય, હૃદયની માંય, હેત જો પેઠું;
કહું કરો હજાર ઉપાય, ન નિકળી જાય, વધુ ઉભરાય, જુલની હેઠું.

છૂપી વાતો બા'ર ન કાઢો, બળતાં મનનાં સાંતો જી;
જાહેર જગને જે લગતું તે, કવિતા ચાહિ ક્રાંતો.
મન રીઝવવાને. ૬.

મનનો ઉભરો જેવો નિકળે, ટપક દેઇ ટપકાવો જી;
તુરંગ ઉડયો તો કવિતા લૂલી, લખી કરી પસ્તાવો.
મન રીઝવવાને. ૭.

કવિતા અંદર કરો ખુશામત, અનુકુળ નામ બગાડો જી;
શૂરા વેણથી શૂરા સજનને, રસશૃંગારે રમાડો.
મન રીઝવવાને. ૮.

કવિતા બંધનથી બધાવું, અર્થ બગાડી નાંખી જી;
એ કરતાં નહિ લખવું સારૂં, મનનું મનમાં રાખી.
મન રીઝવવાને. ૯.

સુમાર્ગે કવિતા વાવરવી, ઈશ્વરકૃપા માગી જી;
સફળ થાય એ'રામ કહે જો, તો નહિ થા વરણાગી.
મન રીઝવવાને. ૧૦.

---

## હિંદુ મહાજનને એક નમ્ર અરજી.

ખ્યાલ.

તમે સુણો હીંદુ સજ્જન, શિખામણ, લાગશે પૂણ્ય, ન્યાય કરવાથી;
હું માગું જોડી હાથ, રમો નવ બાથ, આબળાસાથ, જોઇ વરવાથી.

ઝુલ.

આ ધોળે દિવસે ગજબ, વળી આ તે કેવો મજબ?
આ લખો પ્રાણના ઘાત, દેખી પરજન ઉતપાત ;
થઇ પિતા તમો ઇનસાન, ક્યમ જુઓ દુઃખી સંતાન ?
ચલ ઊઠ પ્રભુને નામ,ધરીને હામ, બચાવ સંતાન, અમર મરવાથી;
હું માગું જોડી હાથ,રમો નવ બાથ,અબળાસાથ,જુઠ વરવાથી. ૩.

કો ઝુંફ્તી જુવાની જગાવી,વ્યર્થ ગુમાવી, મનમાં ભાવી,મોજને ભેટે;
જો છુપી મો'બત છકે, સદા તે ટકે, નહીં અચકે, પાપ રે' પેટે.
આ ગરીબ રાંડ કંગાલ,વિના સંભાળ,જાત ચંડાળ સાથ ખીજવાયે;
પછી મળે ભલો કે બુરો,રાંક કે શૂરો,પડે જે પૂરો, તેને વશ થાયે.
લઇ મઝા વાળી મોકાણ,બળ્યું નહિ ભાન,થશે તોફાન,જગત ફજેતી;
પેટુમાં ચકમક ઝરી, આકૃતી ધરી, બની બાવરી, આખરે ચેતી.

ઝુલ.

હવે પડે પેટમાં ગાભ, ગાભરી પડે મળે નહિ સા'ય ;
માબાપો સુદ્દઈ મળ્યાં, હૃદયની વિપત કેને કે'વાય ?
આ નરમ હૃદયની નાર, શરમ સૃષ્ટિથી ક્યાં સંતાય ?

ઝુલ.

થઈ જરૂર કામને શરણ, વિષ ફાકી આણે મરણ ;
ક્યમ દિયે પાંસરા જવાબ, ઈશ પુછે જ્યાં હીસાબ;
થયો અમર આતમા ફના, સ્વર્ગસુખ જોવાની મણા ;

ઝુલ.

કહું બંધ પડેલા કામનું, તો બમણું થાશે જોમ;
જયમ ઘેરઇ ગયલો વીર, ધસેછે લડાઇમાં યાહોમ;
સૌ હાથ ધસીને રહો, ક્રુર માબાપ જુલમી કોમ;

ઝુલ.

જે કામથકી કરમાય, તે પલકમાં પરખાય;
કરી બંધ રાખો ચોકાસ, તો મળશે શ્વાશોશ્વાશ;
થઇ નિર્દય કરો નિરાશ, તો આણે તરફડી નાશ;

જો અમર નામ લઇ જાઓ, રાંડ પરણાવો, સુખ દરશાવો, હાથ ધરવાથી
હું માગું જોડી હાથ, રમો નત બાથ, અબળાસાથ, જુઠ વરવાથી. ૨.

છે મો'બત મીઠો માલ, જોબન જંજાળ, સબળ કંગાલ, સકલને ભાવે;
જો સતથી નહિ શોભાય, ને હરકત થાય, પલકની માંય, ઉડાવે દાવે.
ત્યમ હિંદુ વિધવા નાર, ભરેલ વિકાર, ભુલી કરતાર, જોબન ઝોકાવે;
નહિ મળે પવિત્ર પ્યાર, છોડી દરકાર, જારમોંઝાર, મંન મનાવે.
કો પતની વેચે પત્ત, તજી સૌ સત્ત, કામથી રત્ત, કહે તે કોને?
લઇ અમર જીવ રતંન, કરે અર્પણ, વિલાસી જંન, મહારાજોને.

ઝુલ.

મંદીરની વાતો સુણી, તરપડી જીવડો મન લજવાય;
ત્યાં વગર પતિની પત્નીઓની પત્ત સુખે લૂટાય;
ત્યાં અમર આતમા નિત્ય ટળવળી નર્કે ગોથાં ખાય;

ઝુલ.

આ ધોળે દિવસે ગજબ, વળી આ તે કેવો મજબ ?
આ લખો પ્રાણના ઘાત, દેખી પરજન ઉતપાત ;
થઇ પિતા તમો ઇનસાન, ક્યમ જુઓ દુઃખી સંતાન ?
ચલ ઊઠ પ્રભુને નામ,ધરીને હામ, બચવ સંતાન, અમર મરવાથી;
હું માગું જોડી હાથ,રમો નવ બાથ,અબળાસાથ,જુઠ વરવાથી. ૩.

કો ઝુંકૃતી જુવાની જગાવી,વ્યર્થ ગુમાવી, મનમાં ભાવી,મોજને ભેટે;
જો છુપી મો'બત છકે, સદા તે ટકે, નહીં અચકે, પાપ રે' પેટે.
આ ગરીબ રાંડ કંગાલ,વિના સંભાળ,જાત ચંડાળ સાથ ખીજવાયે;
પછી મળે ભલો કે બુરો,રાંક કે શૂરો,પડે જે પૂરો, તેને વશ થાયે.
લઇ મઝા વાળો મોકાણ,બળ્યું નહિ ભાન,થશે તોફાન,જગત ફજેતી;
પેઢુમાં સક્રમક ઝરી, આકૃતી ધરી, બની બાવરી, આખરે ચેતી.

ઝુલ.

હવે પડે પેટમાં ગાભ, ગાભરી પડે મળે નહિ સા'ય ;
માબાપો સુહૃદ મળ્યાં, હૃદયની વિપત કેને કે'વાય ?
આ નરમ હૃદયની નાર, શરમ સૃષ્ટિથી ક્યાં સંતાય ?

ઝુલ.

થઇ જરૂર કામને શરણ, વિષ ફાકી આણે મરણ ;
ક્યમ દિયે પાંસરા જવાબ, ઇશ પુછે જ્યાં હીસાબ;
થયો અમર આતમા ફના, સ્વર્ગસુખ જોવાની મણા ;

એ પિતા હૃદયપર નોંધ, શુભ મુજ બોધ, પ્રભુનો ક્રોધ, સુખ હરવાથી;
હું માગું જોડી હાથ, રમો નવ બાથ, અબળાસાથ, જુઠ વરવાથી. ૪.

કો ક્રૂર છાતીની કદા, રાખી ઘર દદા, છુપાવી સદા, પડાવે ગાભ;
થઈ જારકર્મે ગાભણી, દિવાની બની, હવે વાંઝણી, ગણે છે લાભ.
જગસુખથી ઉઠાવી હાથ, વિસારી નાથ, વઢે સંગાત, સુભાગી જંન;
લઈ વંતરીનો અવતાર, બની ખુવાર, બુરો સંસાર, ગણે તદંન.
આ રાંડ શનિશ્ચરભરી, દુખી થઇ ખરી, ને દુખિયાં કરી, હજારો જાય;
સૌ સોવાસણશું વેર, પરાયે ઘેર, ફરી અંધેર કરી હરખાય.

ઝુલ.

પરસુખ નહિ દેખી શકે, બોડકી કરે અધિક બગાડ;
જઈ અબળાનાં ટોળાંમાં, પાડે પાપ નાશની ધાડ;
એ દુઃખ જુલમશું લડી, લડાવે કેમ બીજાંને લાડ?

ઝુલ.

લઇ ડાકયણનો અવતાર, 'ખાઉં ખાઉં' કરે પોકાર;
કો મળે અબળ શિકાર, સમજાવી મારે ઠાર;
જયમ આપ ફજેતી થાય, ત્યમ સૌની જોઈ ઘરાય;

ધિક ધિક્ક પિતા અવતાર, જુલમગાર, કરો વિચાર, દિલે ડરવાથી;
હું માગું જોડી હાથ, રમો નવ બાથ, અબળાસાથ, જુઠ વરવાથી. ૫.

જે કે'વું ઘટે તે કહ્યું, હવે નહિ રહ્યું, જે મુજથી થયું, કીધું મેં હાલ;
એ મે'નત નહિ બરબાદ, રાખજો યાદ, વિધવા દાદ, લિયો આ કાળ.

દૂર કરો એ હત્યા ક્રૂર, બની સૌ શૂર, ધરી લ્યો ઉર, વિધવાકાજ;
નહિ મિથ્યા મે'નત થશે, જોર વધશે, નામ રહી જશે, સદા ને આજ.
સૌ ઉઠો ઉઠો સતકાજ, છોડો જુઠ લાજ, પે'રી લ્યો તાજ અમર કીર્તિનું
સૌ પડો યુદ્ધ દરમ્યાન, ખોઇને જાન, મેળવો માન, નમ્ર નીતિનું.

ઝુલ.

ધન ભાગ્ય ખરાં તે તણાં, પડે જે પરમારથ મેદાન;
સૌ હિચકારાં બાયલા, બારણાં વાસી ચાવે પાન;
જે ખરા નસીબના બળિયા, લિયે રૈયત રાજાનાં માન;

ઝુલ

હે ભાઇ બાપ કુળ જાત, હૈયે ધરજો મુજ વાત;
કરી મનશુ પાંસરૂં તોલ, સ્વિકારો ગરીબ મુજ બોલ;
ઈશ અપટને સમજાવ, કહું કોણ બીજાને રાવ?

બે'રામ કહે આ કાળ, આણી નિકાલ, સોંપો બાળ, બીજવરસાથી;
હું માગું જોડી હાથ, રમો નવ બાથ, અબળાસાથ, જુઠ વરવાથી. ૬.

---

## બીજવર કરતી વિધવાને પેહેલા સ્વામીના મૃત્યુથી પડેલાં દુઃખનું વર્ણન.

"પરથમ ગણપત લાગી પાય કે, ગરબો આદર્યો રે લોલ". એ રાગ.

આપણા બીજવર નરની નાર કે, દુખડાં ગાઇએ રે લોલ;
બીજા પતિતણી થઈ પતની કે, પત દેખાડીયે રે લોલ. ૧.

પ્રભુએ પે'લું સુખ ન ચખાડયું કે, મુજ કંગાલને રે લોલ;
ભાંગ્યા ચૂડાઓ ચંડાળે કે, ખોડયા બાલને રે લોલ. ૨.

કાળું કામળિયું ઓઢાડયું કે, પિયુના નામનું રે લોલ;
વેશ ઉતરાવી મંન મનાવ્યું કે, ગયેલા શ્યામનું રે લોલ. ૩.

તલપે જીવડો મારો ત્યાગે કે, ધ્રાંટો બંધ પડે રે લોલ;
કાળજું કાપી ખાય જુદાઇ કે, દમ ઊંચો ચઢે રે લોલ. ૪.

ડાકયણ દીસું હું પોતાને કે, સામે આરસી રે લોલ;
ઓળો ખાવા ધાય બીજીને કે, ખાતાં વાર શી રે લોલ? ૫.

નેત્રો નીચાં બેઠાં વિજોગે કે, રાતાં ચોળ બની રે લોલ;
કાયા ગઇ કઠરાઈ કજાથી કે, આશા મંનતણી રે લોલ. ૬.

પાયા ધ્રુજે પ્રેમ પિડાથી કે, પ્રીત સુકઇ ગઇ રે લોલ;
કુમળી કમ્મર કામે કપાયકે, જોબન વશ થઇ રે લોલ. ૭.

પડતીપર પાડયાજ પચાસ કે, દુખપર ડામ દઇ રે લોલ;
વિધવા વેરાગણ હું વંઝા કે, વનમાં જઇ રહી રે લોલ. ૮.

રડતી જોઇ ધસ્યા હીમાયતી, ભવ સીધો કીધો રે લોલ;
દુબળી અબળાનો ગ્રહી હાથ કે, જશ જગમાં લીધો રે લોલ. ૯.

પ્રાણના અંતસુધી સંભારૂં કે, દેવ અવતારને રે લોલ;
છોડવી કામ કપટને નાશથી, દઇ ભરતારને રે લોલ. ૧૦.

દીધાં આશ વિલાસ ઉજાશકે, તન મન ધન્યથી રે લોલ;
છુટી જાત કપટના જોરથી, દુખભંજ નથી રે લોલ. ૧૧.

નામો અમર તમારાં રે'શે કે, કવિને કામનાં રે લોલ;
જય! ભય વશ કરી જશ આપે કે, ઈશ એ'રામના રે લોલ. ૧૨.

---

## એક પાપી વિધવાએ ઈશ્વરને કરેલી અરજી.

"પરણી સીતા સીધાવતાં સાસરે". એ રાગ.

દૂર કરને પ્રભુ દુષ્ટ પાપને; નર્કકુંડથી ઉગાર કરતાર,
ખરો તું આધાર; કહું કયા બાપને ? ૧.

જો તું વળગી રહે પાપમાપને; નથી બચવાની આશ લગાર,
એમજ નિરધાર; કહું કયા બાપને ? ૨.

ન્યાય તારો નિયમિત પાંસરો; સજા પાપપ્રમાણમાં થાય,
હૈયું હારી બ્હાય; કહું કયા બાપને ? ૩.

તોપણ કરુણાતણા ભર્યા સાગરો; દયાદાનનો દીપક દાતાર,
ગરીબ પાળનાર; કહું કયા બાપને ? ૪.

ઈશ્વર સતને કાંટે જો તોલાવું હું; નર્કનાથ પાડે છે પોકાર,
'અહિંયાં તારો ઠાર'; કહું કયા બાપને ? ૫.

કાળે નામે જગતમાં ઓલાવું હું; કરતુકઉપર સ્વર્ગધિક્કાર,
ક્ષમા તું ઉચ્ચાર; કહું કયા બાપને ? ૬.

સોળ વરસે રંડાપાનું દુઃખ દહ; બુનીઓએ અપાવ્યો વૈરાગ,
ખુંચી સુખભાગ; કહું કયા બાપને ? ૭.

સ્વામી સરખાનું સુખ સુકઈ જઇ; કાદવ માટી મળ્યાંછે અતાગ,
લાગ્યા બહુ ડાઘ; કહું કયા બાપને? ૮.

વેચી જોબન રહી વશ કામને; નહીં યાદ જવું દરબાર,
ખોળ્યો અવતાર; કહું કયા બાપને? ૯.

દુઃખ હૃદયનું કહ્યું મેં એ'રામને; માગી લીધું થકી તારનાર,
'કરો અંગિકાર'; કહું કયા બાપને? ૧૦.



## એક વિધવાની પોતાના પિતાને અરજ.

"સોનેકી જાળી રે રાજા". એ રાગ.

પતિ બીજો આપો રે પિતા, કામે કપાઉંછું રામહિન સીતા.
પતિ બીજો આપો રે પિતા. ટેક.

હાંરે મારૂં જોબન જમ ઝુંટી જાય રે;
હાંરે મારૂં મન મદથકી અકળાય રે;
હાંરે મુજથી સખિયોનું સુખ ન જોવાય રે;
દિલ ભુંજી નાખે રે દુઃખચિંતા. પતિ બીજો આપો રે પિતા. ૧.

હાંરે મારો ભવ ભયથી તો ભરાણો રે;
હાંરે મને વિશ્વવ્યવહાર અજાણ્યો રે;
હજી મારી વિપત્તિનો વાયોછે વા'ણો રે;
વિપતે વિંટાળી રે વનિતા. પતિ બીજો આપો રે પિતા. ૨.

હાંરે મને વિપતવમળમાં ઉડાવી રે ;
હાંરે મને પિતાતુલ્ય વરશુ વરાવી રે ;
હાંરે ભય ભયથકી ભવ તે નિભાવી રે ;
મેલી ચાલ્યા રે ઓચિંતા. પતિ બીજો આપો રે પિતા. ૩.

હાંરે મને ન મળે બાળ ગોપાળ રે ;
હાંરે જમ સામો ઘુરે વિકરાળ રે ;
હાંરે મારાં દુઃખનો બળ્યો ક્યાં નિકાલ રે?
જુગ વેચાયા રે દેખીતા. પતિ બીજો આપો રે પિતા. ૪.

હાંરે બાઈ ઈશ યથાન્યાયી અધિકારી રે ;
તે દુઃખમાં તને ન જશે વિસારી રે ;
સુણી એ'રામ લે તેને સંભારી રે ;
ભજી પૂર ભાવે રે પ્રભુગીતા. પતિ બીજો આપો રે પિતા. ૫.

---

## બાળ લગ્નથી પડતાં દુઃખનો દાખલો.

"ભલાજન નાર ભણાવો ભાવે રે." એ રાગ.

પિતા બચપણથી ના પરણાવો રે,
જલદી ખાઓ ન લગ્નનો લા'વો. પિતા. ટેક.
પ્રભુકેરો દિધેલ હવાલો રે, તેને ધીરજથી સંભાળો રે ;
પછી વા'લી હોએ કે વા'લો. પિતા. ૧.

માત બેસે પુત્રી લઇ ખોળે રે, પુત્ર ધાઉ કરે દીલ ભોળે રે.
ભટજી ભંગી આશિર્વાદ બોલે. પિતા. ૨.

કરી સ્વાંગ રમાડી જમાઇ રે, સાસુ જુદાં પડ્યાં હરખાઇ રે;
ભવની બેડી ગળે બંધાઈ. પિતા. ૩.

પુત્ર હવે નિશાળે જાયે રે, કન્યા બાર વરસની થાયે રે ;
વરથી ત્રણગણી દેખાયે. પિતા. ૪.

વહુનાં માબાપ મસ્તક ખાયે રે, હવે પિયર ક્યમ રે'વાયે રે?
શેરીલોક ફજેતી ગાયે. પિતા. ૫.

માટે કન્યાને તો બોલાવો રે, વરને વહુસંગાત વસાવો રે ;
વાઘજીને વાણોતર બનાવો. પિતા. ૬.

વરનાં માતપિતા ગયાં છોડી રે, વહુને આવી બચ્ચાંની જોડી રે;
વરને કમાણીની નહિ કોડી. પિતા. ૭.

વરજી વેચે ઘરને ઘરાણાં રે, વહુનાં કલ્લાંના આણ્યા દાણા રે;
મૂવાં બચ્ચાં ભરોને અથાણાં. પિતા. ૮.

લક્ષ્મી માત કુસંપથી નાસે રે, વહુને કજીયા કંકાસો ભાસે રે;
વરજી ચાલ્યા માબાપની પાસે. પિતા. ૯.

વહુ વિધવા બની સોળ વરષે રે, બાલ બોડે નહીં તો શું કરશે રે?
જોબન વેચી ઘેલી હવે રડશે. પિતા. ૧૦.

માત વિધવા બાળ અનાથ રે, વસે કેમ દરિદ્રતાસાથ રે ?
ચાર મોત પિતા તારે હાથ. પિતા. ૧૧.

દે શુભ મતિ સૌને દયાળ રે, પિતા પુત્રી પ્રેમશુ પાળ રે ;
કે' બેરામ થશે વંશ ન્યાલ. પિતા. ૧૨.

## કલજુગવિષે વેહેમીઓના વિચાર.

"દિલમાં દીવો કરો રે દીવો કરો". એ રાગ.

લોકો ન કો લવો રે ન કો લવો ;
કલજુગ થતાં ગયાછે ભવો રે. લોકો. ટેક.

હાંરે ઈશ ઈર્ષા કરે ન તમારી;
દુખીયાં કેમ કરે નરનારી રે ? લોકો. ૧.

હાંરે જ્યારે ધરતી ફાટી આવે રેલો;
કે'શે એતો કલજુગના એલા રે. લોકો. ૨.

હાંરે એમાં કલજુગ કરે શું બિચારો ?
એ કંઈ દિવસ ન સારો નઠારો રે. લોકો. ૩.

હાંરે કે'શે કલજુગ વિધવા વરાવે ;
કે'શે એતો કલજુગને ભાવે રે. લોકો. ૪.

હાંરે ગાંડાં એમ બોલો નહીં કોઈ ;
વરે વિધવા તે પતિપર મોહી રે. લોકો. ૫.

હાંરે વે'મી વે'મો કદી નવ રાખો ;
શુદ્ધિ આણી સુધારો ચાખો રે. લોકો. ૬.

હાંરે સૌ સુધરો સુધારાપ્રકાશે ;
હાંરે ભવ તરી ચઢો આકાશે રે. લોકો. ૭.

હાંરે લાજ એમાં ગણો નહિ કાંઈ;
પ્રભુપ્રેમ સુધારામાંહી રે. લોકો. ૮.

હાંરે રૂડી વાત બે'રામની માનો ;
વે'મી થાઓ ન થઇ ઈનસાનો રે. લોકો. ૯.

---

## એક વ્યભિચારી માહારાજનાં દરશન કરવા ગયેલી અબળાનો અનુભવ.

"મારારે સ્વામી બોલોને વ્હાલા". એ રાગ.

સખીરે મને વે'મ ઘેરી આજે ;
મારૂં તો મન પાછળથી લાજે. સખીરે. ૧.

મા'રાજનાં દરશન કરવા ગઈ ;
અનીતિ જોઇ અતિ ગભરઇ. સખીરે. ૨.

નારીઓ લાજવિના દોડે ;
પુરૂષો પાખંડી જોડે. સખીરે. ૩.

ઉતાવળે ચીર ચોળી તૂટે;
પિટ્યાઓ લાજ સુખે લૂટે. સખીરે. ૪.

મંદીરને દ્વારે હવે આવ્યાં ;
ઉચ્ચારતાં વેણ સુખે ભાવ્યાં. સખીરે. ૫.

આઘા હજી દરશનના ઓરડા ;
પોં'ચ્યા પે'લાં ઝીલ્યા ક્રુર કોરડા. સખીરે. ૬.

મા'રાજનાં દર્શન હવે દીઠાં ;
લાગ્યાં નહીં સોમલથી મીઠાં. સખીરે. ૭.

ઓસીકાંની હાર હતી પૂરતી ;
વચ્ચે કોઇ બેઠી વામનમૂરતી. સખીરે. ૮.

ઉદર મોટો કાદવનો ગારવો ;
રડ્યો નર્યો ખંભાતી ખારવો. સખીરે. ૯.

હાથ પગ એકેકપર વળિયા ;
કટાયલા લોખંડના સળિયા. સખીરે. ૧૦.

નાસિકાના આકાર ક્યાં બળિયા ?
આંખો જાણ્યે ખારેકના ઠળિયા. સખીરે. ૧૧.

બન્યો મૂવો મદથકી માતો ;
શ્વાસ વ્યસનોથી ગંધાતો. સખીરે. ૧૨.

ભૂંડ પેઠે આમ તેમ જુએ ;
કહે કોણ હસે કે રૂએ ! સખીરે. ૧૩.

જુએ કોઇ ગોરી તરૂણ બાળા;
પિટ્યો બેઠો સુખે કરે ચાળા. સખીરે. ૧૪.

દર્શન એવાં દીઠે રહે કેમ લાજ ?
બે'રામનું કહ્યું દીઠું મેં આજ. સખીરે. ૧૫.



## કુધારાનો પરાજય.

'દિલમાં દીવો કરો રે દીવો કરો.' એ રાગ.

બાઇઓ હસો હસો રે હસો હસો. ટેક.

હાંરે બાઇઓ હસવાથકી દુઃખ જાયે;
હસ્યાવિના બિચારાં પીડાયે રે. બાઇઓ. ૧.

હાંરે બાઇઓ 'જાતભ્રષ્ટ' ને 'ગોરો';
એ સૌ નાતોતણા છે તોરો રે. બાઇઓ. ૨.

હાંરે જો હું જાઉં વિલાયત ભણવા;
અદેખા બેસી જશે મને હણવા રે. બાઇઓ. ૩.

હાંરે 'એને નાતબહાર દો કાઢી';
'હિંદુ થઈ એ તો રાખેછે દાઢી રે'. બાઇઓ. ૪.

હાંરે 'એતો શિવકૃતને ધિક્કારે';
હાંરે 'એતો વિધવા વરાવવા ધારે રે'. બાઇઓ. ૫.

હાંરે કે' 'તું અંગ્રેજી કેમ શિખે'?
'બ્રાહ્મણ થઇ કેમ રહે ન ભીખે રે'? બાઇઓ. ૬.

હઠીલા આવાં વેણ ઉચ્ચારે;
વળી પંડિત ડોળો ઘાલે ભારે રે. બાઇઓ. ૭.

હાંરે નિકળ્યા એક દશ સો હજારો;
'વધારો સુધારો વધારો સુધારો રે'. બાઇઓ. ૮.

હાંરે એવી બૂમો પડી જ્યાં હોંસે ;
હડાવ્યાછે મુરખાઓને ડોંસે રે. બાઇઓ. ૯.

સુધારો સદગુણીને તો હસાવે ;
બગાડો પૂરી દીધો ગણબાવે રે. બાઇઓ. ૧૦.

હાંરે બાઇઓ આપણ સુધારે હસિએ ;
કુધારો કાઢી નાંખી સૌ વસિએ રે. બાઇઓ. ૧૧.

હાંરે બાઇઓ સાચી બે'રામની બોલી ;
સોને કોરાં કંચનથકી તોળી રે. બાઇઓ. ૧૨.

---

## સુધારાસંભાષણ.

"માનની માનની માનની રે એની સાચી શિખામણ માનની"
એ રાગ.

રાજે વિરાજે વિરાજે રે આજે શુભ સતકાજ વિરાજે. ટેક.

સત્ય વિરાજે આજ જુઠ બહુ લાજે ;
વે'મો આપણને ન છાજે રે. આજે. ૧.

જુલમી મા'રાજને ઝુલતો મેલીને ;
ગંભીર ગાયનરાગ ગાજે રે. આજે. ૨.

શેઠો સુધારાની શાળા સ્થાપે છે ;
નારી ભણાવવા કાજે રે. આજે. ૩.

ભોળાં માબાપના ભોગ બન્યાથી ;
દિલડાં હવે બહુ દાઝે રે. આજે. ૪.

તકો એવીને જોઈ રહિએ તો ;
મળિએ દિવસ નહિ ઝાઝે રે. આજે. ૫.

ઉરે ધરી આ વાણી બે'રામની;
ગાઇએ ખુશ મિજાજે રે. આજે. ૬.

---

## વાણિયાને સૂચના.

"બસ ગઇ રાધે પ્યારી મેરે મન બસ ગઈ રાધે પ્યારી".એ રાગ.

હેતે તું બાળ ભણાવ રે વાણિયા, હેતે તું બાળ ભણાવ રે. ટેક.

કકો બઓ પાટીપર ઘુંટાવી; નામાં લખાવીને આંક ગણાવી ;
એમાં ન મંન મનાવ રે, વાણિયા હેતે તું બાળ ભણાવ રે. ૧.

ભણતર દેવું તે ન વણજ કરાવવા, ચૌટે હાટે નહિ બાળ ફરાવવા ;
પ્રભુગુણ મનમાં વસાવ રે, વાણિયા હેતે તું બાળ ભણાવ રે. ૨.

નીચી નેમો નહિ બાળને દેતો; ચોરી ઠગાઇની વાત ન કે'તો ;
સ્વચ્છ રાખી સદા બાળભાવ રે,વાણિયા હેતે તુંબાળ ભણાવ રે. ૩.

બાળ શિખાડે તો હૃદય સુધારવા;નહિ જુઠ જગતનું દ્રવ્ય વધારવા;
જુઠી જગની માયા ન ભજાવ રે, વાણિયા હેતે તુંબાળ ભણાવ રે.૪

જ્ઞાન દેવું તે સ્વર્ગની આશ; બીજો વિચાર ન રાખવો પાસે ;
ધર્મ તારો તું આમ બજાવ રે,વાણિયા હેતે તું બાળ ભણાવ રે.૫.

સર્વ પિતાજીનો ધર્મ પવિત્ર; શિક્ષા બાળકને દેવી વિચિત્ર ;
બે'રામ ભુલી ન સતાવ રે, વાણિયા હેતે તું બાળ ભણાવ રે. ૬.



## સુધારાપત્રિકા.

રાગ ગરબી.

હાંરે એની વાતો સુધારાકેરી વાંચજો ;
વાંચી સુખ સુધારાનું ધરો મંનમાં જો:
હાંરે ઈશ્વરકૃપા ન નાનીસુંની લાંચ જો ;
માલ મોટો છે સ્વર્ગસિંહાસંનમાં જો. ૧.

હાંરે દુષ્ટ પાપે તો લોહી જામી જાય જો ;
સ્વર્ગઆશ આભાસ ઝાંખો પડે જો :
હાંરે પાપે મોઢું ન નાથ દેખડાય જો ;
દુષ્ટ છાયો આવીને આડો નડે જો. ૨.

હાંરે રીત બાળવિવાહ કેરી છાંડ જો ;
નવી રૂઢીનું સત્ય મનાવજો જો:
હાંરે સત્ય ફેલાવ આપત્યાંથી માંડજો ;
ઓઇ ગર્થ નં સત્ય બચાવજો જો. ૩.

હાંરે પુરૂષોશું જો વાત વધી જાય જો;
તોપણ હામ છોડી ન કદી હારતાં જો:
હાંરે સત્યપ્રકાશ કો દી પણ દેખાય જો;
ગોળે મરતાંને ઝેરે નહીં મારતાં જો. ૪.

હાંરે મીઠે મુખડે એ વાત સમજાવજો;
સત્ય બોલી બોલાવો આપ મુખથી જો:
હાંરે સીધાં આપ ચાલીને બતલાવજો;
જોઇ રેશે બીજાં સત્યભૂખથી જો. ૫.

હાંરે મને હાલ નથી કાંઇ અવકાશ જો;
મળવે લખીશ અધિક લંબાણથી જો:
હાંરે રાખું બે'રામ મંનવિશે આશ જો;
મળશે સા'ય તમોને વિદ્વાનથી જો. ૬.

---

## નિરાશ થયેલા પતિને તેની પત્નીથી મળતો દિલાસો.

રાગ ગરબી.

પ્યારા પ્રેમે જીવાડે રીસે મારશે રે;
પ્યારા તું જ મારે તું ઉગારશે રે;
સુખદાતા દુઃખના તું સાથી હે કંતજી,
મુખડું મરડી શિદ મુંઝાય છે રે? ૧.

મારા પરમ મિત્રો આજ મુજને હણે;
જેઓ પડતા પે'લાં મહારે ચરણે;

તું તો દુઃખબોજ નાંખે ઓસારી હે કાંતા,
જોઇ રૂધીર સુકાય છે રે. ૨.

પ્યારા ધર્મ મારો હેત ખેંચવું રે ;
સુખે સુખ દુઃખે દુઃખ વે'ચવું રે;
માટે બોલ લાલા મનવાત રે હે પ્યારા,
હું તું નં તું હુંજ જાણીને રે. ૩.

પ્યારી દ્રવ્ય ખોયું ખોટા માલથી રે ;
તૂટે હૈડું હડે હામ ફાળથી રે;
કાળું મોઢું હવે શું બતાવું હે પ્યારી?
કેમ અટકાવું આ હાણીને રે ? ૪.

વા'લા મનશુ ઓછું કાંઈ નવ આણ રે ;
વા'લા મૂવે જીવે તારી છું જાણ રે;
મારા સમ વા'લા ધ્રુજતો રહેને હે સ્વામી,
તું મારૂં દ્રવ્ય અમૂલ છે રે. ૫.

વા'લી દ્રવ્ય ગયે ઘર મૂકિયાં રે ;
વા'લી સર્વસ્વ તારાં એ ફૂંકિયાં રે;
ધીક ધીક મુવો તારો સ્વામી હે સ્વામા,
જીવ્યા મારાપર ધૂળ છે રે. ૬.

પ્રાણ આમ ન બોલ નિરાશથી રે ;
શું હું માગી શકું પતિપાસથી રે ?

તારાં આપ્યા લીધાં તુંએ પાછાં હે પ્રીતમ,
પ્રીત ખરીદી ન વેચતો રે. ૭.

બળી પ્રીત ગોરી મૂવો હું આલતો ;
મૂર્ખ સંતોષિયો ન સુખે ચાલતો;
તને દુખઃસમુદ્રે ઉતારી હે પ્રિયા,
પે'લાં પોતે દુઃખ ખેંચતો રે. ૮.

સ્વામી સાચી પ્રીતિ હવે હું કહું રે ;
રામ સાથ રામા રંગમાં રહું રે ;
મારાં હૃદયમાં તુજને સમાવું હે રસિયા,
ઠીક પ્રભુએ મને કસી રે. ૯.

સુખદેવી ઠરી મારી તું આજ રે;
આશ મુજને દીધી જીવવા કાજ રે;
જીવી પાડ ભુલું કેમ તારા હે રામા?
એ'રામ પૂરાવો પૂરે હસી રે. ૧૦.

---

## ગુલામગિરીથી થતા અનર્થ.

"આ શું જોએ રે આંખ તું." એ રાગ.

અરરર આ શી રે આપદા? મનુષના મનુષ ગુલામો થાય;
વિપરીત વાયે રે વા સદા; રોતાં આંસુ નહીં સુકાય. અરરર. ૧.

પ્રેમશુ પોઢેરે દંપતિ; છાતીશુ છાતી હાથશુ હાથ ;
પતની ચોંકે રે ધ્રુજતી;વિયોગે રોએ નાથ અનાથ. અરરર. ૨.

ત્રાસથી ધ્રુજે રે બાળકાં; વિલાં પડી વિચારમાં ગુંથાય ;
હાયથકી ભરેરે ડૂસકાં; તન કંપે તે સુણતાં માંય. અરરર. ૩.

ચાબુક મારે રે બાળને; કોમળ બાળકનો અવતાર ;
કરૂણા આવે રે કાળને; અરે કો સુણો દુખી પોકાર. અરરર.૪.

નાશજ આણે રે આગથી; ધિક ધિક આ ચંડાળ સ્વભાવ ;
કાયા કંપે રે ત્યાગથી; ભયાનક આ કેવો દેખાવ! અરરર. ૫.

નાગાં નાસે રે વાસિયો; વ્યવસ્થા મનની ક્યમ કલ્પાય ?
જમડા લઇને રે ફાંસીયો; જકડી બાંધીને હરખાય. અરરર. ૬.

લેખણ ધ્રુજે રે રોઇને; વાંચતાં ઝાંખી આંખ ભીંજાય ;
જન શું બેસો રે જોઇને ? જોતાં જોવા જેવું થાય. અરરર. ૭.

દૈત્ય હઠાવો રે જોસથી; દબાવો આ જીવતો વેપાર ;
વેગે રે'જો રે દોષથી; સુણી બે'રામ કરો સુવિચાર. અરરર. ૮.

---

## ભરતારના મરણથી રાણીનો વિલાપ.

"સોનેકી જાળી રે રાજ". એ રાગ.

વેર ન ચૂક્યો રે વેરી; વખત વેરીએ મને વિપત્તિથી ઘેરી. વેર. ટેક.

મને જગમાયાને માથે બેસાડી રે;
હાંરે સુખ સુખ માગેલે રમાડી રે;

તારાં આપ્યા લીધાં તું એ પાછાં હે પ્રીતમ,
પ્રીત ખરીદી ન વેચતો રે. ૭.

બળી પ્રીત ગોરી મૂવો હું આલતો ;
મૂર્ખ સંતોષિયો ન સુખે ચાલતો;
તને દુખ:સમુદ્રે ઉતારી હે પ્રિયા,
પે'લાં પોતે દુ:ખ ખેંચતો રે. ૮.

સ્વામી સાચી પ્રીતિ હવે હું કહું રે ;
રામ સાથ રામા રંગમાં રહું રે ;
મારાં હૃદયમાં તુજને સમાવું હે રસિયા,
ઠીક પ્રભુએ મને કસી રે. ૯.

સુખદેવી ઠરી મારી તું આજ રે;
આશ મુજને દીધી જીવવા કાજ રે;
જીવી પાડ ભુલું કેમ તારા હે રામા?
એ'રામ પૂરાવો પૂરે હસી રે. ૧૦.

---

## ગુલામગિરીથી થતા અનર્થ.

"આ શું જોએ રે આંખ તું." એ રાગ.

અરરર આ શી રે આપદા? મનુષના મનુષ ગુલામો થાય;
વિપરીત વાયે રે વા સદા; રોતાં આંસુ નહીં સુકાય. અરરર. ૧.

પ્રેમશુ પોઢે રે દંપતિ; છાતીશું છાતી હાથશુ હાથ ;
પતની ચોંકે રે ધ્રુજતી; વિયોગે રોએ નાથ અનાથ. અરરર. ૨.

ત્રાસથી ધ્રુજે રે બાળકાં; વિલાં પડી વિચારમાં ગુંથાય ;
હાયથકી ભરે રે ડૂસકાં; તન કંપે તે સુણતાં માંય. અરરર. ૩.

ચાબુક મારે રે બાળને; કોમળ બાળકનો અવતાર ;
કરૂણા આવે રે કાળને; અરે કો સુણો દુખી પોકાર. અરરર.૪.

નાશજ આણે રે આગથી; ધિક ધિક આ ચંડાળ સ્વભાવ ;
કાયા કંપે રે ત્યાગથી; ભયાનક આ કેવો દેખાવ! અરરર. ૫.

નાગાં નાસે રે વાસિયો; વ્યવસ્થા મનની ક્યમ કલ્પાય ?
જમડા લઇને રે ફાંસીયો; જકડી બાંધીને હરખાય. અરરર. ૬.

લેખણ ધ્રુજે રે રોઇને; વાંચતાં ઝાંખી આંખ ભીંજાય ;
જન શું બેસો રે જોઇને? જોતાં જોવા જેવું થાય. અરરર. ૭.

દૈત્ય હઠાવો રે જોસથી; દબાવો આ જીવતો વેપાર ;
વેગે રે'જો રે દોષથી; સુણી બે'રામ કરો સુવિચાર. અરરર. ૮.

---

## ભરતારના મરણથી રાણીનો વિલાપ.

"સોનેકી જાળી રે રાજ". એ રાગ.

વેર ન ચૂક્યો રે વેરી; વખત વેરીએ મને વિપત્તિથી ઘેરી. વેર. ટેક.

મને જગમાયાને માથે બેસાડી રે;
હાંરે સુખ સુખ માગેલ રમાડી રે;

હાંરે સુખ શિખરથી યમે મને પાડી રે;
ઝખમ લગાડી રે એરી. વેર ન ચૂક્યો રે વેરી. ૧.

જ્યારે આપ્યો ઈશ્વરે વંશ વિશાળ રે;
ત્યારે કંત ઉઠી ગયા મારા વંશપાળ રે;
હાંરે આવા વિયોગમાં લાવી નાંખે કાળ રે;
કાળ કઢંગો રે નમેરી. વેર ન ચૂક્યો રે વેરી. ૨.

કંત મારા સંતની જીંદગી ગુજારી રે;
સંત બની ગયા સ્વરગે સિધારી રે;
હાંરે રોતાં કરી કુળ બાળ પ્રિય નારી રે;
ગયા કરતારની રે કચેરી. વેર ન ચૂક્યોરે વેરી. ૩.

હાંરે રૂડાં રાણી મન ન થશો નિરાશ રે;
હાંરે પૂર પ્રભુપર રાખો વિશ્વાસ રે;
હાંરે દિયે બેંરામ દિલાસો દુખી દાસ રે;
મિટ થવાની રે સ્વામીકેરી. વેર ન ચૂક્યો રે વેરી. ૪.

---

## દેશી શેઠીયાઓને અરજ.

"શરણ પડ્યો છું રે શ્રી હરી". એ રાગ.

સ્વતંત્ર રંજો રે શેઠિયા; કદી નહિ કરો જુલમની વેઠ;
લોકો ડંગ્રા રે વઢિયા; વેઠો નહિ વેઠ કો શેઠ. સ્વતંત્ર. ૧.

ગળેથી કાઢો રે તોકને; કહું છું પ્રભુજી કરશે સાંય;
રાય ન પજવો રે લોકને; સતથી પ્રસિદ્ધ થશો જગમાંય.

સ્વતંત્ર. ૨.

નિર્ધન ગણજો રે ન પારકા; કદી નહિ લિયો જુલમની ઓકી;
ડોકી ભાગે રે મૂરખા; કહું કે રાખો સતપર ચોકી.

સ્વતંત્ર. ૩.

ભાર ન રાખો રે કોઇના; ફક્ત સહુ રાખો સતની ટેક;
દાસ ન બનશો રે રસોઇના; પરગજુ રાખો પાસ વિવેક.

સ્વતંત્ર. ૪.

દ્વેષ જણાવો રે જુઠાઇપર; બોલી ભુલો સર્વના દોષ;
રોષ ન કરતા રે સચાઇપર; લાગે ઝટકો તો રો' નિર્દોષ.

સ્વતંત્ર. ૫.

સર્વશુ ભલાઇ રે ન ચૂકતા; પરાયે ભલે આપણું જાણ;
તક એ ખાલી રે ન મૂકતા; ક્યાં લગી ટકવાના આ પ્રાણ ?

સ્વતંત્ર. ૬.

દિસ એ કાલે રે આવશે; સ્વતંત્ર થશે શેઠિયા સર્વ;
અનુકુળ રૂઢી રે બતાવશે; કદી નહિ રાખી સ્થિતિનો ગર્વ.

સ્વતંત્ર. ૭.

દયા સૌ મુજને રે બતાવજો; હૃદય મુજ છે નિંદાથી સાફ;
ક્લેશ ન મનમાં રે વસાવજો; રાંક બેરામ ગુનો કરી માફ.

સ્વતંત્ર. ૮.



હાંરે સુખ શિખરથી યમે મને પાડી રે;
ઝખમ લગાડી રે ઝેરી. વેર ન ચૂક્યો રે વેરી. ૧.

જ્યારે આપ્યો ઈશ્વરે વંશ વિશાળ રે;
ત્યારે કંત ઉઠી ગયા મારા વંશપાળ રે;
હાંરે આવા વિયોગમાં લાવી નાંખે કાળ રે;
કાળ કઢંગો રે નમેરી. વેર ન ચૂક્યો રે વેરી. ૨.

કંત મારા સંતની જીંદગી ગુજારી રે;
સંત બની ગયા સ્વરગે સિધારી રે;
હાંરે રોતાં કરી કુળ બાળ પ્રિય નારી રે;
ગયા કરતારની રે કચેરી. વેર ન ચૂક્યોરે વેરી. ૩.

હાંરે રૂડાં રાણી મન ન થશો નિરાશ રે;
હાંરે પૂર પ્રભુપર રાખો વિશ્વાસ રે;
હાંરે દિયે બે'રામ દિલાસો દુખી દાસ રે;
મિટ થવાની રે સ્વામીફેરી. વેર ન ચૂક્યો રે વેરી. ૪.

———o———

## દેશી શેઠીયાઓને અરજ.

"શરણ પડ્યો છું રે શ્રી હરી". એ રાગ.

સ્વતંત્ર રે'જો રે શેઠિયા; કદી નહિ કરો જુલમની વેઠ;
લોકો કે'શે રે વઢિયા; વેઠો નહિ વેઠ કો શેઠ. સ્વતંત્ર. ૧.

ગળેથી કાઢો રે તોકને; કહું છું પ્રભુજી કરશે સા'ય ;
રાય ન પજવો રે લોકને; સતથી પ્રસિદ્ધ થશો જગમાંય.
સ્વતંત્ર. ૨.

નિર્ધન ગણજો રે ન પારકા; કદી નહિ લિયો જુલમની ખોકી;
ડોકી ભાગે રે મૂરખા; કહું કે રાખો સતપર ચોકી.
સ્વતંત્ર. ૩.

ભાર ન રાખો રે કોઇના; ફકત સહુ રાખો સતની ટેક ;
દાસ ન બનશો રે રસોઇના; પરગજુ રાખો પાસ વિવેક.
સ્વતંત્ર. ૪.

દ્વેષ જણાવો રે જુઠાઇપર; ખોલી ભુલો સર્વના દોષ ;
રોષ ન કરતા રે સચાઇપર; લાગે ચટકો તો રો' નિર્દોષ.
સ્વતંત્ર. ૫.

સર્વેશુ ભલાઇ રે ન ચૂકતા; પરાયે ભલે આપણું જાણ ;
તક એ ખાલી રે ન મૂકતા; ક્યાં લગી ટકવાના આ પ્રાણ ?
સ્વતંત્ર. ૬.

દિસ એ કાલે રે આવશે; સ્વતંત્ર થશે શેઠિયા સર્વ ;
અનુકુળ રૂઢી રે બતાવશે; કદી નહિ રાખી સ્થિતિનો ગર્વ.
સ્વતંત્ર. ૭.

દયા સૌ મુજને રે બતાવજો; હૃદય મુજ છે નિંદાથી સાફ ;
દ્વેશ ન મનમાં રે વસાવજો; શંક બે'રામ ગુનો કરી માફ.
સ્વતંત્ર. ૮.



## જુવાની જાળવવાની જરૂરવિષે.

રાગ ગરબી.

હાંરે જન જાળવો જુવાની જતી જોરથી;
હાંરે તેને સાચવો સર્વ ઓતચોરથી. હારે જન. ટેક.

હાંરે જન મીઠી જુવાની અતિ ઘણી;
હાંરે તે તો નાશ લાવનાર ક્રુર મોહની;
હાંરે જુવાની છે આયુશનો શિરોમણી. હારે જન. ૧.

હાંરે જન જોબન વસંતનો બા'ર છે;
હાંરે એ તો જોર અને જરતણો જુગાર છે;
હાંરે એ તો તોટા નફાનો વ્યાપાર છે. હારે જન. ૨.

હાંરે બળિયું જોબન તો રાસરંગશૃંગ છે;
હાંરે સત્ય હોય તો તે સત્વઉમંગ છે;
હાંરે દુષ્ટ હોય તો આકાશઆશ ભંગ છે. હારે જન. ૩.

હાંરે માટે સાચવી જુવાની સત્ય કામની;
હાંરે છૂટી રાખવે થશે એ બદામની;
હાંરે વાણી વાંચો વસોને એ'રામની. હારે જન. ૪.

---

## પ્રિયાની પ્રીતમને અરજ.

"લાડીલા લાલ બિહારીજી, મને લેહ લાગી તમારીજી". એ રાગ.

રસીલા પ્રીતમ રસિયાજી, તમે મુજ અંતર વસિયાજી. ટેક.

છેલ છબીલી જોઇ છબીને, છક્ક બની હું છેકેલ;
છળ ભેદે મને છેતરી છોડો, છેક છત્રપતિ છેલ? રસીલા. ૧.

તમવણ તનમાં તાપ તપે છે, તૃપ્તિ જરી નહિ થાય;
તરૂણપણે તારૂણી તરસું છું, તરફડે જીવ તણાય. રસીલા. ૨.

સાલસ શીયળ સાચવિયું મેં, સ્વામી સત્વ સમાન;
સંસારી સુખસાધન શોધું, સ્વામી સ્વામીવાન. રસીલા. ૩.

કાં મુજ રંકતણે રવડાવી, રામ રહો રંગમાંય;
રડતાં રાતાં રક્તતણાં, ફીકાં પાણી થઈ જાય. રસીલા. ૪.

વિરહાગ્નિ વધુ વેઠી શકાય ન, વા'લા વા'લ વધાર;
વધુ કહે મુજ લાજ વધે વધુ, દે બે'રામ સુસાર. રસીલા. ૫.

---

## જીવ કાયા છોડી જાય છે ત્યારે કાયા જે ઉદ્દમાત કરે છે તે.

"વા'વા' સાહબજી, ક્યા ખેલ બનાયાજી"! એ રાગ.

હે જીવડા સાથીજી, શા વિયોગ આયીજી? ટેક.

નાનપણે તું પરણ્યો મુજને, ઘડપણમાં તુચ્છકારે;
હવે હાલ શા મારા જીવડા? ચિંતા ચિતમાં ભારે.
હે જીવડા. ૧.

વચન દેઇને લગન કર્યાં તેં, ઈશ્વરનો પરણાવ્યો;
હવે તજી ક્યાં જાયે જીવડા? શો મુજ ગુણ નહિ ભાવ્યો?
હે જીવડા. ૨.

હાથ ધરી તું મૂકી દે છે, પાછળ કોણ બચાવે?
આખો ભવ મુજસાથ ગુમાવ્યો, હવે કોણ લલચાવે?
હે જીવડા. ૩.

જોબનમાં કેવો સંભાળે, જરી વી'લી નહિ મૂકે;
હે ભમરા મુજ અમૃત ચૂસી, ઘડપણમાં ક્યાં સૂકે?
હે જીવડા. ૪.

નહિ નહિ વા'લા આમ કરીશ નહિ, જીવું તારી આશે;
આશાભંગ ન કરતો મારી, અંગ રહ્યું તુજપાસે.
હે જીવડા. ૫.

'મારી કાયા, પ્યારી કાયા', પે'લાં કરતો કામી;
તે દિવસ શું ભુલી ગયો તું, ભમરા લૂણ હરામી?
હે જીવડા. ૬.

નહિ નહિ હું કંઈ જવા દૈશ નહિ, વિયોગકૌતક શેનાં?
જોબન લૂટી મૂકી જાય તું, ખાઉં જગતનાં મેણાં?
હે જીવડા. ૭.

વરવે સાઠક વર્ષ વહિગયાં, છૂટાછેડા કેવા?
હું કુબડીની સ્વામીવિના, કરે બીજો કો સેવા?
હે જીવડા. ૮.

રાખ ધુતારા રાખ લુટારા, શા માટે ગભરાવે?
ગરજ સરી કે ભોગી ભમરા, મારા ભોગ બનાવે.
હે જીવડા. ૯.

ખબર હતે તો મુખ નહિ જોતે, પ્રીત કદી નહિ દેતે;
હુંજ પતિછું ને હુંજ પતની, સમજી મનશુ રે'તે.
હે જીવડા. ૧૦.

નથી સમજતો નથી માનતો, ધિક ધિક જીવ નમેરી;
હર હર મારો મનખો બોળ્યો, જીવડા પંચી લે'રી.
હે જીવડા. ૧૧.

કાયા તારા લેખજ એવા, અંતે રહે વિયોગી;
વચન દેઇ એ'રામ કહે, જીવ તજી જવાનો ભોગી.
હે જીવડા. ૧૨.

---

## જમ જોડે જતી વેળા જીવ કાયાને ધમકી આપેછે તે.

"વા' વા' સાહબજી, ક્યા ખેલ બનાયાજી"! એ રાગ.

ચલ ચલ કસબણ કાયા, નહિ હવે જોડું તુજ માયા. ટેક.

માયા જોડી મુક્તિ છોડી, ભગવતગુણ નહિ ગાયા;
તારી લેહમાં ફસી મુવો હું, ભુલી ગયો યમરાયા.
ચલ ચલ. ૧.

સુખ માગી ચીજ લાવી આપી, ચૈતન વ્યર્થ ગુમાવ્યું;
છેલ છબીલી ગર્વભરેલી, કાયાને નહિ ભાવ્યું.
ચલ ચલ. ૨.

આઠ પો'ર તુજ સેવા કીધી, ભુલ્યો પ્રભુ પિતુ માતા ;
મોઇ તું રંડી મુવો હું અંધો, ભુલી ગયો સુખદાતા.

ચલ ચલ. ૩.

તને ઢાંકતાં થયો નગ્ન હું, તોપણ નહિ સંતોષી ;
કાળા જઇ આ ધોળા આવ્યા, ત્યાંલગી વિપત્તિ સોસી ;

ચલ ચલ. ૪.

કાયા જૂઠી માયા જૂઠી, જૂઠી મતલબવંતી;
ભપ્પ કરી ભોપાળું ફૂટયું, હવે રહું નહિ ખંતી.

ચલ ચલ. ૫.

તું જેવીજો સદા રહે તો, ભોગ ધણીના ખાસા ;
પલ પલ કૌતક નવાં નિકળે, દુનિયાં જોય તમાસા.

ચલ ચલ. ૬.

રંડી કહે મુજ પાસે રહેજો, રહી અંતે ક્યાં દોડું ?
હું તો પંથી ગરીબ મુસાફર, તું કરડકણું ઘોડું.

ચલ ચલ. ૭.

હવે ચરિત્રો જરી ન ફાવે, સંગત નહીં થવાની ;
જાણી તારી કપટી પ્રીતિ, જાણી જગત ગુમાની.

ચલ ચલ. ૮.

આ આંસુ નહિ અસર કરે મુજ, ચિત હરવા નવ ચા'તી ;
ઊંચા કુળનો હું છું બ્રામણ, તું પરવારણ જાતિ.

ચલ ચલ. ૯.

સ્નાન કરી હું દૂર રહ્યો છું, ખબરદાર નિજ આવી;
તારૂં ચેટક હવે રહ્યું નહિ, પ્રભુપ્રીત મન ભાવી.
ચલ ચલ. ૧૦.

નિકળ નિકળ વટલાવી મારીશ, જુલમ ઘોળે દા'ડે!
અરે યમસીપાઇ બોલાવો, કે એ'ની ધુળ કા'ડે.
ચલ ચલ. ૧૧.

સિપાઈ! જો રંડી નહિ દેતી, જવા પ્રભુદરબારે;
સરવાળે બે'રામ નિહાળે, કાયા કસબણ હારે.
ચલ ચલ. ૧૨.

---

## પત્નીના મરણથી એક જુવાન પતિનો વિલાપ.

"મન તું મેલ જૂઠ જંજાળ, માથે ભમે અચાનક કાળ." એ રાગ.

દુખ હરનારી વા'લી રે, ક્યાં તું મૂકી ચાલી રે? ટેક.

સુખસૂર્ય મુજ અસ્ત થયો નેં, ભાગ્યું જોબનજોમ;
આશા બગડી, કાયા બગડી, જઇ ગગડી યાહોમ;
દુખ હરનારી. ૧.

રોષ ચઢાવી ક્યાં તું ચાલી? શા છે મારા દોષ?
પાયા ધ્રુજે હોસ ઉડે મુજ, પડે ધાંટીમાં શોષ.
દુખ હરનારી. ૨.

હૃદય બિછાવી કર્યો માંડવો, મન મનરંજન બાગ;
નરમ નેત્રથી કીધી છાયા, ગાયા મધુરા રાગ.
દુખ હરનારી. ૩.

પ્રેમ પવિત્ર પંખો કીધો, આપી દમથી લે'ર;
શીતળ સુખનું સ્વર્ગ બનાવ્યું, જમડે ઘાલ્યું ઘેર!
દુખ હરનારી. ૪.

શહસ્ત્ર ભાતનાં સુખ સંઘરિયાં, નહિ ભાવ્યો વનવાસ;
વીશ વર્ષની હરિણી નાસી, કૂચ કરે કૈલાસ!
દુખ હરનારી. ૫.

મારી મારી કરી ઉધારી, ધારી નહિ મુજ આશ;
સ્નેહગગનમાં રાહુ નડિયો, તોડી નિકટ રાસ.
દુખ હરનારી. ૬.

ઝાંખુ ઝાંખુ આ જગ સારૂં, નહિ દેખું કંઇ સાર;
ઊંચું નીચું કશું ન સુઝે, બિઆબાન વિસ્તાર!
દુખ હરનારી. ૭.

મૂકી મે'લની શેજ સુંદરિઆ, સ્મશાનમાં કાં જાય?
કોમળ તનપર આવી વિપત્તિ, અરરર! જીવ ગભરાય!
દુખ હરનારી. ૮.

પાણી પાણી પાણી આણી, આણો પાછો શ્વાસ;
બળતી ચે'માં મુજને હોમો, કેમ દેખું આ ત્રાસ?
દુખ હરનારી. ૯.

હે દુખિયારા જીવડા મારા! વિલાપ નહિ કર આમ;
દેવ વા'લી મુજ પાછી દેશે, દિયે વચન એ'રામ.
દુખ હરનારી. ૧૦

## પતિના મરણથી એક જુવાન પત્નીનો વિલાપ.

રાગ ઉપર પ્રમાણે.

વા'લા રે'ા મુજ પાસે ક્ષેમ, વી'લી મૂકી ના'સો કેમ? ટેક.

લીલી જગમાં વી'લી મૂકે, બેદીલી દેખાય;
કરમ ફુટી હું મરણજ આણું, આ ભવ ખાવા ધાય.
વા'લા. ૧.

ગરમ અંગારા આંસુધારા, નેવોપેરે જાય;
કાળું કાળું સૌ અંધારૂં, આતે શું કે'વાય?
વા'લા. ૨.

મન ક્યાં તન ક્યાં જીવ ક્યાં મારો? ક્યાં મુજ હૃદયરતંન;
આવો ધાઓ શોધી લાવો, પ્રીતમ પ્રાણજીવંન.
વા'લા. ૩.

હાથે પાયે સોજા ઉડે, ચઢે કાળજે તાણ;
અરરર જમ તેં ગજબ કર્યો રે, લૂટયો મારો પ્રાણ.
વા'લા. ૪.

કજા કાનમાં બની કસારી, ભેજું ફોલી ખાય;
રસિક પ્રીતમ મુજ હૃદય વસેલો, હવે કેમ વિસરાય?
વા'લા. ૫.

શરીર સઘળે બળે બળતરા, દમ ગદગદ ઘુંટાય;
નબળી નસો કહ્યું ન માને, મરૂં મરૂં જીવ થાય!
વા'લા. ૬.

અધર લટકતી રહી હું અટકી, તૂટ્યો ભવઆધાર;
હર હર ધિક આ જીવતર મારૂં, ક્યાં છે પાલણહાર?
વા'લા. ૭.

રડી રડી હું થાકી વા'લા, હવે કંઠ સુકાય;
વધું બોલવે મુખ નહિ ચાલે, ગળે ગાંઠ બંધાય.
વા'લા. ૮.

આકુળ વ્યાકુળ કશું ન સુઝે, બુજે કોણ મુજ દાદ?
અર્પણ આ ભવ તુજને સ્વામી, નહિ તો સુણ ફરિયાદ.
વા'લા. ૯.

ધીરજ ધર તું દુખી બાપડી, વી'લી ન કર વિલાપ;
દિધો દિલાસો આ બે'રામે, કરશે પ્રભુ મેળાપ.
વા'લા. ૧૦.

---

## એક ગાભરા માણસનો સંસારી અનુભવ.

"સલામ સૌને હાલ, સાહેબો સલામ સૌને હાલ". એ રાગ.

આ શું દુખ દેખાય, બાપલા આ શું દુખ દેખાય! ટેક.

કોટિ કોટિ આ વિપત્તલશ્કર, ધમ ધમ ખાવા ધાય;
બાપલા આ શું ! ૧.

મોત માનવીનો મુદ્દાઇ, કરી નાશ હરખાય;
બાપલા આ શું ! ૨.

નાશ કરે પણ આઘો રહીને, નિર્દોષી સમજાય;
બાપલા આ શું ! ૩.

દયાવિના તે તીર ચલાવે, માનવટોળાંમાંય;
બાપલા આ શું ! ૪.

દુઃખ દરદ વિકાર સર્વને, યમરાજાની સા'ય;
બાપલા આ શું ! ૫.

ઘોર લડાઇ ધૂમ કતલ સૌ, સળગાવે યમરાય;
બાપલા આ શું ! ૬.

ખુની ફાંસીયા ખુન કરે નેં, મુખે ભગવત ગાય;
બાપલા આ શું ! ૭.

બાપ દીકરા લડે લડાઇ, સગપણ કેમ ગણાય?
બાપલા આ શું ! ૮.

પૈસો પાપ કરાવે મોટાં, ભાવે ત્યાં છલકાય;
બાપલા આ શું ! ૯.

આગળ પાછળ જ્યાં ત્યાં જુઓ, બદી બદી ગંધાય;
બાપલા આ શું ! ૧૦.

લોભ બુરાના બુરા હાથથી, બહુ છટકાં મંડાય;
બાપલા આ શું! ૧૧.

વળી ક્રોધ એવાજ વિકારે, લાખો પાપ રચાય;
બાપલા આ શું! ૧૨.

સુખ એકનું દેખે બીજો, દુખ તેને બહુ થાય;
બાપલા આ શું! ૧૩.

બંને સરખા સુખી દુખી, વધુ માનથકીજ કપાય;
બાપલા આ શું! ૧૪.

ભાત ભાતની આ'વી કેફમાં, લાખો લોક ફસાય;
બાપલા આ શું! ૧૫.

સુખ પોતાને નહિ સંતોષી, પરજનનું સુખ ચા'ય;
બાપલા આ શું! ૧૬.

આ'વાં આ'વાં બાણ કસી, યમ કરે છ નર્કે વિદાય;
બાપલા આ શું! ૧૭.

દુઃખ દરદનાં નામ બિચારાં, ફોકટમાં ખરડાય;
બાપલા આ શું! ૧૮.

શું ખમિયુંછે શું ખમવાનું ? એ કોથી કે'વાય?
બાપલા આ શું! ૧૯.

કે' બે'રામ આ દુખદરિયામાં, કેમ કરી નિભાય ?
બાપલા આ શું! ૨૦.



## એક રૂડે દિવસે એક કન્યા પોતાની પ્રિય સખીને જગાડેછે.

“સલામ સૌને હાલ, સાહેબો સલામ સૌને હાલ”. એ રાગ.

વા’ણું વાયું જાગ, સખીરે વા’ણું વાયું જાગ. ટેક.

સુખમાં તારી વીતી રાતડી, ગા દિનકરગુણરાગ;
સખી રે. ૧.

મોર બપૈયા રંગ મચાવે, વચમાં કૂદે કાગ;
સખી રે. ૨.

જો આ કેવો નિરમળ દવથી, ખીલી રહ્યોછે બાગ!
સખી રે. ૩.

નાનકડાં પશુ ગેલ કરે છે, લે તું તેમાં ભાગ;
સખી રે. ૪.

વસંતના આ સુગંધ બા’રમાં, કનીકા ગાયે રાગ;
સખી રે. ૫.

કાચા પણ આ મધુરા રાગો, રિઝવે હૃદય અતાગ;
સખી રે. ૬.

મંદીરમાં ડંકા ઠોકાયે, મનમાં ભજંન આગ;
સખી રે. ૭.

છોટી છોટી બાળા નાચી, શોભાવે સોહાગ;
સખી રે. ૮.

ઉઠ એનુડી આંખ ચોળી કર, શેજશયનનો ત્યાગ ;
સખી રે. ૯.

જા ફરવા સણગાર સજીને, એવો નાવે લાગ ;
સખી રે. ૧૦.

સન્માર્ગે તું સુખે ફર જે, ત્યાં નહિ લાગે ડાગ ;
સખી રે. ૧૧.

માનીને એ'રામ વચન તું, ઈશ્વરકૃપા માગ ;
સખી રે. ૧૨.

સ્ફુટ વિષય સંપૂર્ણ.

---

# પ્રશ્નોત્તરાવળી.

## પ્રભુ સુખ શામાટે આપેછે?

દુમિલા છંદ.

જગનાથ દિયે સુખ વાવરવા;
વરવા સદગુણ ગુણો કરવા ;
કરવા મધુરા કડવા મરવા;
મરવાથી નહી મનમાં ડરવાઃ
ડરી વાંદરપેર નહીં રડવા;
રડતાં દીનને ઉરશું ધરવા; ૧.

ધરવા નિજ મુઠ્ઠીવિશે ઠરવા;
ઠરશે ન મતા વટશે ફરવા;
ફરતાં ફરતાં દુખ ઓસરવા;
સરવા ગરજો દુખ સૌ હરવા:
હરી કષ્ટ પ્રભુભણી ઉતરવા;
તરવા ભવસિંધુ સુખે ભરવા;
ભરી વા'ણ ત્વરાથકી લંગરવા;
ગરવા થઇ આશિષ ઓચ્ચરવા;
બહિરામ કહ્યું હૃદયે ધરવા;
ગુજરી એ ફરી રહી ગુજરવા. ૨.

---

## ખરો સુખી કોણ?

### દોહરા.

સુખિયો છે જન તે ખરો, સુખિયો તેજ અપાર ;
જે બીજાના મન ઉપર, રાખે નહિ આધાર. ૧.

ન્યાયી જેનો મનસુબો, ખરી જેની સાચાઈ ;
સજે ગુણ શૃંગાર એ, તે નહિ જાય ઠગાઇ. ૨.

વિકારને વશ નહિ થતો, ઓળખતો નિજ ભાન ;
ઈશ્વરનો વા'લો ભગત, તે સુખિયો ઇનસાન. ૩.

નેમો નિર્મળ જેહની, સંતોષીજ સહાય;
સંગ્ર' કરે સુવેણનો, નહિ મદથી છલકાય. ૪.

હસે સુખ સૌનાં થકી, લઈ સૌ દુખમાં ભાગ ;
પરનિંદા નિત પરહરી, કરે જુઠનો ત્યાગ. ૫.

સમય સુચકતા જેહની, અતિ હુનારતકાળ;
છત્ર કરે નિરદોષને, થઇ દુખિયાંની ઢાલ. ૬.

કરે કષ્ટ વેઠી જરી, આ ગુણ સંપાદાન;
સુખી થશે તે સુખથી, જે આપે ભગવાન. ૭.

દુખિયો તે દુઃકાળવો, રાખે સૌશુ વેર;
બની લોભનો ભોગ નં, કરે જગતમાં કેર. ૮.

કેફી નં જુગારિયો, વે'મી બહુ અજ્ઞાન;
છતે સુડે આ શેઠનું, ઘર રાંડેલું જાણ. ૯.

સુખ દુખ સરખા બોલછે, પણ શા મોટા ભેદ; !!!
સૌને એક ગમે નહીં, બીજાનીજ ઉમેદ. ૧૦.

ભાગ્યશાલી તે ભામિની, સૌશુ રાખે સંપ;
પરોપકાર પ્રતાપથી, જે નહિ પામે જંપ. ૧૧.

સુખભંજન સોનાતણી, જેને ન કો વડાઈ;
ભ્રતારના બે બોલથી, નહિ જાયે કચવાઈ. ૧૨.

ઈશ્વરતણી કૃપાથકી, અખૂટ દોલત હોય ;
ખરો કરે ઉપોગ કે, રોતાં કોઇ ન જોય. ૧૩.

દોલતની ગાદી કરી, પોઢે તેપર આમ ;
જગરૂખીની કેફથી, ન સુઝે ઈશ્વરનામ. ૧૪.

એ ઘોડા જોડાવીને, બાગે ફરવા જાય ;
મદથી થઈ ચકચૂર નેં, જે ભાવે તે ખાય. ૧૫.

પરદુખની દરકાર નહિ, શેજે સુઇ દિનરાત ;
એ સુખની સાહેલી ક્યમ, દુખની સુણશે વાત? ૧૬.

ભોગજોગી જો જઇ પુગે, ગરીબ બિચારી એક;
ગરીબ તેના હાલ પણ, શ્રીમંત છેજ વિવેક. ૧૭.

કડવાં બોલે વેણ તે, કાઢે મુખથી ગાળ ;
ધૂળ પડી અવતારપર, એ શ્રીમંત ચંડાળ. ૧૮.

સુણો બાઇ આ દેશની, મોટાં ઘરની નાર ;
દિલ દુખિયાંનાં દુઃખવે, દુખાય દિલ કરતાર. ૧૯.

સોનાના દરિયાવચે, ટાપુ કેમ કરાય?
ધીખે ત્યાં તક ધીખીને, પાણી પાપ ભરાય. ૨૦.

મોટાંને સુખ આપવું, હોત પ્રભુની નેમ ;
ગરીબ બાપડાં સુખવિના, જીવતે અહિંયાં કેમ? ૨૧.

લક્ષ્મિજ આપે સુખતો, લખો રંક ક્યાં જાય ?
ધનથીજ મુક્તિ જો મળે, ધનહિનનું શું થાય? ૨૨.

કંચન ચાંદી મોતી નેં, માણક હીરા લાલ ;
ભોંમીરસ નેં મચ્છરસ, બીજો તે શો માલ? ૨૩.

હશે માલ તો રહી જશે, પડશે પાછળ બુમ ;
ખાવે સર્વ ઉડાઉ કે', ભરી રાખવે સુંમ. ૨૪.

બંને ભવમાં સુખિયો, સાચે તે ઇનસાન ;
કરે ખુશી એ રામ જે, દઇ દુખિયાંને માન. ૨૫.

---

## ખરો વીર કોણ ?

### દોહરા.

લડે લડાઇ લોભથી, સુખથી કાપે શીર ;
આપે વેશ વિલાપનો, લોક કહે તે 'વીર'. ૧.

વધે વીર આ'વા કદી, દુખનો નહીં દુકાળ ;
કરી આહાર મનુષ્યનો, રહે મનુષ કંગાલ. ૨.

વડો વીર તો વૈદ્ય તું, વીર વડો તું વિદુર ;
ધનછે તારાં ધૈર્યને, શોભીતા વીર શૂર. ૩.

મન મુંઝાએ માંજથી, પ્રલય પ્રાણનો થાય ;
પોક મુકે પોકારથી, મરણશરણ નિત ચા'ય. ૪.

ક્લેશ કરે કાયા કને, જીવવે જે પસ્તાય ;
હરખે હારે હોસ જે, ખુશીજ ખાવા ધાય. ૫.

પ્રસંગ એવે પ્રેમથી, આવે વૈદ્યજી પાસ ;
નિરખાવે હૈયાં હસી, આપી શ્વાસની આશ. ૬.

હસ્તે મુખડે વાત મેં, હાજર ધીરજ ધંન ;
દુખદરિઆમાં દ્વિપ તું, રણમાં રૂડું રતંન. ૭.

અદ્ભુત ભેજું વૈદ્યનું, બુદ્ધિ સબળ વિશાળ;
કષ્ટ ઘટાડે બોલતાં, ગમે તેવું વિકરાળ. ૮.

પ્રાણ ઉગારે હડતો, ભીડી કાળશુ બાથ;
નહિ હારે હિમ્મત કદી, લડતાં હાથો હાથ. ૯.

વધો વૈદ્ય આ દેશના, ઘટો વૈદ્યનું કામ;
વધી વૈદ્ય સુખ ભોગવજો, ચિંતે ચિત્ત બેરામ. ૧૦.

---

## ઈશ્વર ક્યાં છે?

### દોહરા.

હૈયું પુછે આપણું, 'ઈશ્વર તે ક્યાં હોય?'
ઉત્તર એનો સુલભછે, જો કો શોધી જોય. ૧.

દુષ્ટ કામ કરતી વખત, હૈયું ધબ ધબ થાય;
વળી પાપ કરવા પછી, માનવ મન પસ્તાય. ૨.

અબુલરાથી નચિંત જ્યાં, સિપાઈનો નહિ ડર;
ધ્રુજે હૈડું કેમ ત્યાં? કેની જુએ નજર? ૩.

ઇશ્વર અંતરજામી તે, અંતરમાં કરી વાસ;
અંતરમાં રહી ઓચરે, "મૂઢ મનુષ્ય તપાસ". ૪.

અહિં ઈશ્વરનો વાસ છે, આ ઈશ્વરનીજ વાણ;
સમજીને બેરામ તું, એ ઈશ્વરજ પિછાન. ૫.

## સત ઈશ્વર કોણ ?

છપા.

ઈશ્વર તેનું નામ, ઠામ જે સર્વ ઠરેલો;
ઈશ્વર તેનું નામ, સકલ સદગુણે ભરેલો;
ઈશ્વર તેનું નામ, પલકમાં મારી ઉગારે;
ઈશ્વર તેનું નામ, અચૂક જે ચિત્ત ચિતારે ;
આ સત ઈશ્વર તે એક છે, જે હૃદયે સહુને રમે ;
બાકી તો અહિં બે'રામ કે', ભુખ્યા બીજા બહુ ભમે. ૧.



## રોયો કોણ ?

રોયો તે નર ખરે, રળે જે રોટી ભીખે;
રોયો તે નર ખરે, સૃષ્ટિમાં રહી નહિ શિખે ;
રોયો તે નર ખરે, પુત્ર જેને નહિ પેટે;
રોયો તે નર ખરે, નારી પરજનને ભેટે ;
વળી રહ્યા રડી તે રોકડો, દાન દોકડો નહિ કરે;
નહિ નકી કહે બે'રામ કો, ભવ ભવ જો રોતો ફરે. ૧.

---

## હસ્યો કોણ ?

હાસિયો તે નર ખરે, હસે જે સૌથી છેલો;
હાસિયો તે નર ખરે, ધરાવે વિશાળ વેલો;

હસિયો તે નર ખરે, સદા સંતોષે વસિયો ;
હસિયો તે નર ખરે, જગતજાળે નવ ફસિયો ;
નર હસિયો રસિયો તે રૂડો, કસિયો પ્રભુએ જગવિશે;
વિપત્તિસમે બે'રામ કહે, મુખ હસતું જેનું દિસે. ૧.

———:oOo:———

## કિસ્મત કોનું ઉઠે?

કિસ્મત તેનું ઉઠે, ઉઠે જે પો'ર ફાટતાં ;
કિસ્મત તેનું ઉઠે, શિખે નહિ દ્રવ્ય દાટતાં;
કિસ્મત તેનું ઉઠે, હાથ જેના નહિ ખાલી ;
કિસ્મત તેનું ઉઠે, ગરૂરી નહિ કશી ઠાલી ;
આ કિસ્મતનું ઉઠવું સુવું, સૌ માણસના હાથમાં;
છે ઉદય ભાગ્ય બે'રામ કે', સજ્જન સતસંગાથમાં. ૧.

———:oOo:———

## કોનું ઘર ઘોરસરખું છે?

તેનું ઘર છે ઘોર, ચોર જ્યાં માળા બાંધે;
તેનું ઘર છે ઘોર, ઊંઘ બહુ જેને આંધે ;
તેનું ઘર છે ઘોર, કુસંપી વરવહુ જોડું;
તેનું ઘર છે ઘોર, બાળ જે નાગું બોડું;
આ સાચે ઘર તે ઘોર નેં, સ્મશાનથીએ અઘોર છે;
પતિકિરં જ્યાં બે'રામ કે', પત્નીઉપર જોર છે. ૧.

———:oOo:———

## કોનું જીવવું ભ્રષ્ટ ?

જીવવું તેનું ભ્રષ્ટ, ચુગલિયો ચુગલી ખાયે;
જીવવું તેનું ભ્રષ્ટ, ગુણ પોતાના ગાયે;
જીવવું તેનું ભ્રષ્ટ, વણજ વેશ્યાવડે રાખે;
જીવવું તેનું ભ્રષ્ટ, જીવે જે સ્ત્રીની સાખે;
વળી જીવતર તેનું ભ્રષ્ટછે, કષ્ટવિના પૈસા રળે;
એ'રામ કહે સઘળું મળ્યું, પણ ઈશ્વર કેમ મળે?

———:oOo:———

## કોની સ્ત્રી રાંડી ?

રાંડી તેની નાર, કંત જે નિત આજારી;
રાંડી તેની નાર, તજે જે ધંધાદારી;
રાંડી તેની નાર, જુગારી કેરી સ્વામી;
રાંડી તેની નાર, લિયે જે જગબદનામી;
ખરી રાંડી નારી તેહની, જેને કુવ્યવહારછે;
રાંડી તે તો એ'રામ કે', વંશરહિત મરનારછે. ૧૦

———:oOo:———

## જમને કોણે જીત્યો ?

જમ જીત્યો જન તેહ, જીત્યો જે દુષ્ટ વિકારો;
જમ જીત્યો જન તેહ, ધરે પરમાર્થ પ્રકારો;
જમ જીત્યો જન તેહ, જમથકી જરી ન બીયે;
જમ જીત્યો જન તેહ, નિરાંતે સુખદુખ પીયે;

નર તે જમને જીત્યો ખરો, જુવાની ઘડપણમાં ફળી;
જીત્યો તે તો એ'રામ કે', લંબાવી વંશાવળી. ૧.

---

## ખરો નર કોણ?

નિવડ્યો નર તે ખરો, યુદ્ધમાં સિંહસમ ગાજે;
નિવડ્યો નર તે ખરો, અસીલ થઇ ઘેર વિરાજે;
નિવડ્યો નર તે ખરો, જુઠની પુંઠે હેડે;
નિવડ્યો નર તે ખરો, ઈશ જેપર નહિ રૂઠે;
વળી તે માનવી નર નિવડ્યો, નબળાંને સબળાં કરે;
નિવડ્યો નર તે એ'રામ કે', જે જંજાળે નહિ ડરે. ૧.

---

## કોની કૃપામાં સર્વ સુખ સમાયલાંછે?

ઈશ્વર જેને શીશ, ફકીરી હલકી લાગે;
ઈશ્વર જેને શીશ, સુખ અદકું શું માગે?
ઈશ્વર જેને શીશ, અરિ સૌ અંધા જેવા;
ઈશ્વર જેને શીશ, દૂત પણ કરશે સેવા;
વળી સવળું સઘળું સુઝશે, શીશપર જેને ઈશ છે;
કે'છે એ'રામ ઈશ્વરકૃપા, મા'ભારત આશીષ છે. ૧.

---

# નામાંકિત પુરૂષોનું ટુંક વૃતાંત.

## સુરત મિશન સ્કૂલના ઉપરી પાદરી ડિકસનના મૃત્યુ વિષે.

ભુજંગી છંદ.

અરે મોત ખુની રિપુ તું દયાના,
અદેખા અરિ દુષ્ટ આ દુનિયાના;
ખુનો તું કરે તો કરી લે વિચારી,
વિદ્યામાત રોતી ફરે છે બિચારી. ૧.

સપૂતો મરે જાણું તારેજ શાપે,
કપૂતો પિડાયા કરે આપ પાપે;
મદાંધો બની તું કરે છે ખુવારી,
વિદ્યામાત રોતી ફરે છે બિચારી. ૨.

સુધારાની હોડી સમુદ્રેજ ફેંકી,
લખો કોશ છેટે કરો આપ નેકી;
રૂડાં હીત સાટે દુખો વેઠી ભારી.
વિદ્યામાત રોતી ફરે છે બિચારી. ૩.

ગરીબો ભણાવે સુનીતિ શિખાવે,
પશુ બાળને જે ઘડીમાં રિઝાવે;

ગયો સ્વર્ગ સાધુ ખરો ઉપકારી,
વિદ્યામાત રોતી ફરેછે બિચારી. ૪.

નહીં માનવી કે અહિંયાં જીવાયે,
ખરો માનવી તો ઘણું કે રિબાયે;
ભલા દૂત તેં જીંદગી પાર તારી,
વિદ્યામાત રોતી ફરેછે બિચારી. ૫.

કહે સ્વર્ગવાસી ધરી હામ હૈયે,
'નિરાંતે સદા સૃષ્ટિમાં શીદ રૈ'યે'?
વિયોગે પીડાયે ધણીહીન ન્યારી,
વિદ્યામાત રોતી ફરેછે બિચારી. ૬.

દોહરા.

મનુષ્યને બે દુઃખછે, પાપીને જંજાળ;
ભલાઇ થોડું જીવશે, તેનો દુશમન કાળ. ૧.

રેવરંડ ડિકસંન તું, પૂરણ જ્ઞાની બાળ;
તુજ સરખા અશરાફની, પાછળ લાગ્યો કાળ. ૨.

રાંક કબૂતર તુજઉપર, તાપ ચઢ્યો વિકરાળ;
બકરાંને ઘસડી જવા, સુઝ્યો ન કપટી કાળ. ૩.

ઉગતું ઝાડ ઉડી ગયું, શી ગત તારી ડાળ?
મિશન સ્કૂલ રાંડે રખે, તેં શું કીધું કાળ! ૪.

દેવદત્ત ડિકસન ગળ્યો, સુરત શે'ર ચંડાળ;
યશવંતાના નાશ તું, કુળવંતાના કાળ. ૫.

જમડા તારા ભોગપર, ધીરજથકી નિહાળ;
સૌ બુજે ડિક્સન તને, પણ નવ બુજે કાળ.

———:000:———

## પેહેલા નેપોલિયન બોનાપાર્ટવિષે.

### દોહરા.

નિર્જર નર નેપોલિયન, શૂરવીર સરદાર;
સકુમાર તું દૈવના, સિંહાસનદાતાર. ૧.

વેરી સ્વતંત્રતાતણો, રૈયતજાયા રાય;
અભિમાનીના નાશ તું, સાંસિક જંન સહાય. ૨.

વિરૂધ વિકારી માનવી, દયાતણો ભંડાર;
રાજ્યમદોથી આંધળો, કોમળ જુલમગાર. ૩.

અણસમજુ વિદ્વાન તું, ધરમી પણ નાપાક;
કઠોર મન કરૂણાપતિ, ચતુર ખુની રાંક. ૪.

વિચારવંતા વેંમી તું, ભણેલ ભોળો ભૂત;
બાજી જોતા બાજીગર, જાત સજાત કપૂત. ૫.

કૃપાવંત દાતા ખરો, સૈન્યાપતિ અઘોર;
એકલશૂરો બહુ શૂરો, ચક્રાવર્તિ વળી ચોર. ૬.

પદવીપર પદવી લીધી, લોકો જોયાં જાય;
સિપાઇનો સૈન્યાપતિ, બહુ બળિયો દેખાય. ૭.

લડી લડાઇ લોભની, લાખો જીવના નાશ;
લોકો તાળી દઇ કહે, "બોનૅપાર્ટ શાબાસ." ૮.

વધુ વધુ ચઢતો ગયો, ચઢ્યો રાજદરબાર;
મૂઢ લોકને નહિ સુઝે, કો દી મારે ઠાર. ૯.

કર્યા હાથ સહુ મિત્રને, હાથ કર્યાજ સિપાઈ;
પ્રસિદ્ધ દેશનો રાય તું, કોણ કરે સરસાઈ? ૧૦.

લોક વધામણી લાવિયાં, કીધો રાય પ્રસન્ન;
આશિષ લઇને સર્વની, બેઠો સિંહાસન. ૧૧.

રાજી નહિ જે રાજથી, કોને કે'વા જાય?
શત્રુ તે રાજા થયો, રાજા શત્રુજ થાય. ૧૨.

રાજાધિરાજ તું થયો, તોપણ નહીં ધરાય;
"હું બેસી અમ્મલ કરૂં, ક્યાં બંધવ મુજ જાય"? ૧૩.

"નિકળ વલંદા ભામટા, ગડબડ નહીં ખમાય";
"ભ્રાત વડો મુજ ઘર સડે, રાજા કાં ન ગણાય"? ૧૪.

"નેપલ્સ મને તું બહુ નડે, ઘડું હવે તુજ ઘાટ";
"અર્પણ બીજા ભાઇને, શુભ તાજ ચળકાટ". ૧૫.

"વેસ્ટફેલિયા સત કહું, તારામાં બહુ રોગ";
"ત્રીજો ભાઈ ટળવળ કરે, આપું તારો ભોગ". ૧૬.

"બ્રિટન તને મસતી સુઝે, પાછળ કરશે યાદ";
"તું કાબા ક્યાં ઓળખે, ચૂરપખંડલવાદ"? ૧૭.

"રૂશિયા રોષ ઉતાર તું, અહિં નહિ ટકે મિજાસ".
"સકલ દેશથકી દાણ લઉં, નહિ કાં તારી પાસ?" ૧૮.

"આકુળ વ્યાકુળ આસ્ટ્રિયા, કન્યા તારી આલ";
"ઠરાવ મુજ ગાદીધણી, નહિ તો પાયમાલ". ૧૯.

લગભગ આખા ખંડમાં, તેં બેસાડી આણ;
નામ વધુ લંબાવવા, લીધું મન વરદાન. ૨૦.

"યૂરપ તો વશ થઈ ચૂક્યો, તેમાં તે શો સ્વાદ"?
"મિસરદેશ મુજ બાપનો, કોણ કરેછ વિવાદ"? ૨૧.

"સુણ ટીપૂ મહિસોરના, લઈને મારી સા’ય";
"ઉખાડ મૂળ અંગ્રેજનું, વેરી કર તું વિદાય". ૨૨.

તમાસગીર જોયા કરે, હરીફ ખાયે હાર;
સૃષ્ટિ રંગભૂમી બની, અદ્ભુત નાટકકાર. ૨૩.

રાજાના દીકરા ડરે, ચોર બની સંતાય;
નસીબનો દીકરો લડે, વિશ્વ બધે વખણાય. ૨૪.

મોતસંગ મિત્રાઈ કરી, બીજા સર્વશું દ્વેશ;
લાખો નર પૂરા કર્યા, ધરી મોતનો વેશ. ૨૫.

મુદ્દઈ થઈ સહુ લાગિયા, તને કોશું નહિ સંપ;
રાજ રાજ ને રાજના, સ્વપ્નથકી નહિ જંપ. ૨૬.

યૂરપ માથું ઊંચકે, અંગ્રેજી કુમક;
વાટરલૂઆગળ મળી, માગે પાછા હક. ૨૭.

તજે નસીબો થાકીને, ભૂલી જાય ખલક;
જાય નિશાસો નાખી તું, અચળ વેરી હસ્તક. ૨૮.

અદ્‌ભુત બુદ્ધિ વાવરી, માનવી કીધાં દંગ;
વીશ વર્ષની મુદ્દતે, ખેડ્યાં પચાસ જંગ. ૨૯.

સેણ્ટ હેલીના બેટમાં, રોતો તું સમજાય;
ધડો લિયે દુનિયાં બંધી, એ તક કેમ ચૂકાય? ૩૦.

બુદ્ધિ સવળે મારગે, જો તેં વાવરી હોત;
આગળ સુખ બહુ પામતે,પાછળ દુખ નહિ જોત. ૩૧.

સુખ જોવાનાં સાધનો, સઘળાં તારે હાથ;
જો સઘળા વૈભવવચ્ચે, ધરતે સતસંગાથ. ૩૨.

ગુપ્ત ગુણો અગણિત હશે, લોભ દોષ જાહેર;
કહે દુખી બેરામ મન, લોભે કીધો કેર. ૩૩.

---

## સ્વર્ગવાસી કરસનદાસ મૂળજીવિષે.

### દોહરા.

દરિદ્રિ દિનતણા દીવડા, હદ નહિ તારી હામ;
કપટી કોમના કાકિડા, કરડે તારાં કામ. ૧.

સુવિવેકી વિક્રમ નવા, કૂચ કરે કૈલાસ;
મોટા મનના માનવી, કુશળ કરસનદાસ. ૨.

દીધો ધરમી બોધ તેં, પુણ્યથી નહિ પરવાર;
ઝુર્યો ઓઓં જોરથી, અને જાતઅપકાર. ૩.

અપકારી અવતાર આ, નહીં તને અનુકુળ;
ઈશ્વર અર્પણ આતમા, ધૂળનો દેહપર ધૂળ. ૪.

જીવતાં જમ થઇ લાગિયા, રમી સૌ ફેલ ફિસાદ;
મુવે ભુલી મરડાટ સૌ, કરે સપૂતને યાદ. ૫.

વિદ્યા બળ બુદ્ધિવડે, લાખ પુરૂષનું દામ;
તે તું ગુણિજનમાં સમ્યું, માને મન બેરામ. ૬.

---

## લેડી આવાંબાઇવિષે.

### દોહરા.

કુળવંતી કન્યા અને, શ્રી લક્ષ્મીની જાઈ;
સ્વામી મળવા નિકળી, લેડી આવાંબાઇ. ૧.

પરમારથ વ્યવહારને, પૂણ્યશુ કરી સગાઇ;
રસ્તો પકડે સ્વર્ગનો, લેડી આવાંબાઇ. ૨.

સર્વે સ્વદેશી બેનિમાં, નિવડી ખરી નવાઇ;
તેજ વધારી નાથનું, લેડી આવાંબાઇ. ૩.

સ્વામી સરશું ચાલતાં, સ્વામીથીએ સવાઇ;
થાકી નહી હૃદયે જરી, લેડી આવાંબાઇ. ૪.

અમર સુગંધી આબરૂ, દેશ દેશ ફેલાઈ;
તોપણ મન ફુલાઇ નહિ, લેડી આવાંબાઇ. ૫.

નીતિ ધર્મ હુન્નરશથી, રહી સ્વર્ગે નોંધાઈ;
દઇ આશિષ એ'રામને, લેડી આવાંબાઇ. ૬.

———:oOo:———

## મહાવીર નેલસનવિષે.

### દોહરા.

સ્વદેશાભિમાની દીવા, બ્રિટનતણા સણગાર;
શૂરાતનના સત્વ તું, મા'બળિયા અવતાર. ૧.

કુશળ નાવિક એપિયા, શૂરા સાગરસુત;
દીપક દીનબંધુ ભલા, દુઃખનિવારણ દૂત. ૨.

જુધમાં કાયા જળસિંહું, ગઇ તારી વીંધાઇ;
ધરી હામ હઠિયો નહીં, રહ્યા લોક અંજાઈ. ૩.

શૂર ચઢાવ્યું સર્વને, નહિ છોડી મન ઓથ;
"ધસો ધસો" કે'તાં પડ્યો, મિત્રહાથમાં લોથ. ૪.

"કરૂં દેશ મુજ મોકળો", લઇ એવું વરદાન;
કાયા ધસી લડાઈમાં, કીધો અર્પણ પ્રાણ. ૫.

ગયો મરી નેલસન હશે, મરે કદી નહિ નામ;
તપશે રવિના તેજસમ, અમર નામ એ'રામ. ૬.

## શૂરવીર વેલિંગટનવિષે.

દોહરા.

બાંધી કેડે શસ્ત્રને, રણસંગ્રામશું સ્નેહ;
દીપ્યો વેલિંગટન તું, ધરી લોખંડી દેહ. ૧.

રણમાં જઈ તું ગર્જિયો, ગર્જે જયમ વનરાજ;
દીપ્યો વેલિંગટન તું, કરી પરમારથ કાજ. ૨.

દેશહિતેચ્છૂ દીકરો, લશ્કરવાંલો બાપ;
દીપ્યો વેલિંગટન તું, કરી ઉપકાર અમાપ. ૩.

યૂરપને ઉગારિયું; ડુબતું શત્રુને હાથ;
દીપ્યો વેલિંગટન તું, ભીડી એકલો બાથ. ૪.

બ્રિટનઉપર છાયા કરી, લઇ સૌની સંભાળ;
દીપ્યો વેલિંગટન તું, આણી વિપત્તિનિકાળ. ૫.

દેશપ્રકાશ વધારીને, કે' એ'રામ અપાર;
દીપે વેલિંગટન તું, હવે સ્વર્ગમોઝાર. ૬.



## ફ્રાન્સના ત્રિજા બોનાપાર્ટપર પડેલી આફ્તવિષે.

"ઓધવજી સંદેશો કે'જો શામને". એ રાગ.

અરરરર આશી આફ્ત બોનાપાર્ટરે !
ગરરરર ગગડે વાદળ પ્રભુને રોષ જો;

કરરરર કરતો તુટે દેશનો ઘાટ રે;
દેશનાશનો ખોટો તું પર દોષ જો. અરરરર. ૧.

દુષ્ટ મિત્રનો બને તું ભોળો ભોગ રે,
લોક સાં'યપર રાખી ખોટો ભાવ જો;
કરે પ્રકાશિત કીર્તિથકી વિયોગ રે,
દેશ કરે નહિ તારો હવે સમાવ જો. અરરરર. ૨.

લોકસૂચના સુણી ઉઠાવે યુદ્ધ રે,
જીવનો આઘો થઇ મેળવવા માન જો;
તજી જાય મતલબિયા આવે શુદ્ધ રે,
જાય ફસાવી હિચકારા નાદાન જો. અરરરર. ૩.

અવળે દાં'ડે અવળી અક્કલ વાવરી,
શૂરોને શાં'ણો તું સિંહ સપડાય જો;
વીં'લી બુદ્ધિ પડી હવે તુજ બાં'વરી,
શ્વાનો સરખા મિત્રો ક્યાં સંતાય જો? અરરરર. ૪.

હાર થવે મતલબિયાઓ ખિજવાય રે,
દિએ દેશનિકાળ અદેખા લોક જો;
દુર્દૈવે તુજ નામ વ્યર્થ ખરડાય રે,
ગળે નકામું ઘાલે વેરી તોક જો. અરરરર. ૫

દુખિયારે પરદેશે કીધો વાસ રે,
મનની આશા તો મનમાં રહી જાય જો;
બુદ્ધિ કે બળ કો નહિ દિયે ઉજાશ રે,
જોઇ દુઃખ એ'રામહૃદય વીંધાય જો. અરરરર.

## સ્વર્ગવાસી સર જમશેદજી જીજીભાઇ, પેહેલા પારસી બારોનેટ વિષે.

ચરચરી છંદ.

કેદ જે જમશેદનો જીવડો વડો છુટિયો હવે,
વેદના વધી મેદનિપર ભેદ તો તૂટિયો હવે;
ભાત કો નિજ જાતની દુખવાતથી રડશે હવે?
ખ્યાત રૈયત તાતનો કહિં આતમા જડશે હવે? ૧.

લાખ જાચક રાખતો વણ ધાક તે છટકે હવે,
રાંક ભૂમિ વિયોગહાકથી વ્યાકુળી ભટકે હવે;
ઘોર વાદળ જોર નહિ જ્યાં સો'ર સૌ જનમાં હવે,
ચોર મોત કઠોર ચોટથી રીઝિયો મનમાં હવે. ૨.

વંશનો વિસતાર જે જયકાર તે જખમી હવે,
રોય આ અવતારથી નવધાર મા લખમી હવે;
દેવનો પયગામ હામથી નામ વાંચી ગયો હવે,
ઠામ જે બહિરામ કે' સુખધામવાસી થયો હવે. ૩.



## પ્રિન્સઆલબર્ટ વિષે.

રોળાવૃત.

ક્યાં ગુણી પ્રજાપ્રતાપ? ક્યાં ગયો રૈયતરાયા?
ક્યાં ગુણી ભરતાર બાપ, મૂકી સ્ત્રી વંચની માયા?

ક્યાં ગુણી પુત્ર સપૂત, વીર ગંભીર નેં શા'ણો?
ક્યાં ગુણી સ્નેહી અખૂટ, દૂત એ ભૂતદયાનો? ૧.

ક્યાં ગુણી દીનદયાળ? ક્યાં ગયો દીપક દેશનો?
ક્યાં ગુણી નિપુણ બાળ, દેવ એ મનુષવેશનો?
ક્યાં ગુણી સતસણગાર, સભાપતિ સત્યસભાનો?
રાણીઅંતરહાર, પ્રવાસી પ્રગટ પ્રભાનો. ૨.

ક્યાં ગુણી વિજયાનાથ, મુકુટમણી રાણીશીશનો?
વનિતા કેને હાથ, વંશ કાં ભોગ ભવિષનો?
પ્રજા પુછે પ્રતિ પ્રશ્ન, વિહાગ્નિ વિવિધ વર્ગમાં;
બોલે બળી બે'રામ, સંચર્યો સંત સ્વર્ગમાં. ૩.

---

## સ્વર્ગવાસી જગંનાથ સંકરશેઠ વિષે.

"વાગી વાગી સ્વયંવરમાં હાક, એ નળ આવ્યો રે". એ રાગ.

વા'લો જગમિત્ર જગનનાથ રે, સ્વર્ગે સિધાવ્યો રે;
મૂકી નામ અમર કામોસાથ રે, સ્વર્ગે સિધાવ્યો રે. ૧.

ખરચી દામ નેં હામ વિખ્યાત રે, સ્વર્ગે સિધાવ્યો રે;
કરવા દરશન પ્રભુનાં સાક્ષાત રે, સ્વર્ગે સિધાવ્યો રે. ૨.

દીનબંધુ વડો પ્રજાપાળ રે, સ્વર્ગે સિધાવ્યો રે;
કરી સ્વતંત્રતાથી સુકાળ રે, સ્વર્ગે સિધાવ્યો રે. ૩.

રાખી શુદ્ધ પ્રમાણિક વ્યવહાર રે, સ્વર્ગે સિધાવ્યો રે;
ગ્યાને ધ્રુજવી સુચિત્ત દરબાર રે, સ્વર્ગે સિધાવ્યો રે. ૪.

રાજ્યધારી સ્વતંત્ર સુજાણ રે, સ્વર્ગે સિધાવ્યો રે;
પ્રૌઢ તેજસ્વી દેવસમાન રે, સ્વર્ગે સિધાવ્યો રે. ૫.

જેના વિધવિધ વાદવિવાદ રે, સ્વર્ગે સિધાવ્યો રે;
વેણુ જેનાં અમૃતપરસાદ રે, સ્વર્ગે સિધાવ્યો રે. ૬.

રૂડો બોલકણો જે વિદુર રે, સ્વર્ગે સિધાવ્યો રે;
જેને મુખડે શરદચંદ્રનૂર રે, સ્વર્ગે સિધાવ્યો રે. ૭.

રંકહિત ધરી હૃદયની પાસ રે, સ્વર્ગે સિધાવ્યો રે;
રૂપે છક્ક કરવા સ્વર્ગવાસ રે, સ્વર્ગે સિધાવ્યો રે. ૮.

શ્વાસનાથને વાળવા શ્વાસ રે, સ્વર્ગે સિધાવ્યો રે;
જગનનાથ જગનનાથદાસ રે, સ્વર્ગે સિધાવ્યો રે. ૯.

સાંસિક વીર કરી સૌ સલામ રે, સ્વર્ગે સિધાવ્યો રે;
છોડી રડતાં રૈયતકુળ બેરામ રે, સ્વર્ગે સિધવ્યો રે. ૧૦.

---

## સ્વર્ગવાસી રૂસ્તમજી જમશેદજી જીજીભાઇવિષે.

"આ શું જોએ રે આંખ તું"? એ રાગ.

સુરજ સિધાવ્યો રે સ્વર્ગમાં, દીપક દિવ્ય બુજાયો આજ;
વિલાપ સઘળા રે વર્ગમાં, બૂડ્યું પરોપકારી જહાજ.
સુરજ. ૧.

દ્રવ્ય ઉડાવ્યું રે પ્રેમથી, કીધાં કોટિ કોટિ કલ્યાણ;
જન જીવડ્યા રે હોંસથી, કૃપાળુ માત પિતાજી સમાન.
સુરજ. ૨.

રોતા જનને રે નિહાળતાં, રોયું હૃદય તારૂં રૂસ્તંમ;
પરદુખ ધન્યથી રે ટાળતાં, અચાનક છુપ્યો વિના મોસંમ.
સુરજ. ૩.

સ્વરૂપી સ્વરગી રે પ્રતાપનો, નમાનો નમ્રને દેતો માન;
નમુનો નિવડ્યો રે બાપનો, ગમ ગંભીરથી થઈ ગતપ્રાણ.
સુરજ. ૪.

કાળ ન લાજયો રે આવતાં, ગૃહણ આભારી લાગ્યું શૂરબેર;
હસે શું જમડા રે ફાવતાં? કરમ તુજ આ તે શું અંધેર?
સુરજ. ૫.

કુળ સહુ કંપે રે ત્રાસથી, ગગનમાં અગન ઉઠ્યો આ જેમ;
પે'લાં પાળી રે પ્રકાશથી, રૂઠ્યા હવે રૂડાઉપર પ્રભુ કેમ?
સુરજ. ૬.

દયા નહિ છોડી રે છોડતાં, દયાનિધિ રહ્યો તું અપરંપાર;
અટક્યાં પાણી રે દોડતાં, તોપણ સુક્યો નહીં તું લગાર.
સુરજ. ૭.

અજલ તુજ માથે રે આ ધુમી,સુનું સહુ લાગ્યું તને અંધકાર.
અકારી મનશુ રે આ ભુમી, કોપ્યા કેમ રૂડા કરતાર?
સુરજ. ૮.

પનોતો ચાલ્યો રે પ્રવાસથી, પનોતી કુટુંબને દઇ આમ;
છોડવી કાયા રે શ્વાસથી, રોતાં કરી કુળ જન બે'રામ.

સુરજ. ૯.

---

## લાર્ડ મેયોના કતલ થવાવિષે.

"આ શું જોએરે આંખતું?" એ રાગ.

હાકમ ઉડયો રે આપણો, ઝનુની જાલમ હાથે ઠાર;
આંસુથી ભીંજે રે પાપણો, ધિખ્ખ ધિખ્ખ ધિખ્ખે દેશ અપકાર.

હાકમ. ૧.

મોતથકી ખેંચ્યું રે મુખડું, ધરિયા લોક સુખપરકાર;
દયાથી પ્રકાશે રે મૂખડું, દયાનો ભોગ બન્યો નિરધાર.

હાકમ. ૨.

રૈયત શિખ્યો રે રિઝાવતાં, ચલાવ્યો નિરમળ તેં વ્યવહાર;
વાર ન લાગી રે ઉડીજતાં, શોકે બુડી સકલ સંસાર.

હાકમ. ૩.

રે'લ કાં છોડી રે તું ગયો? કરીને પરદુખની દરકાર;
દયાળુ ખુનીપર રે કાં થયો? પે'લાં કર્યો કશો ન વિચાર.

હાકમ. ૪.

મૃત્યગત વે'લી રે ના ગમી, પણ યમ તત્પર તેડીજાય;
કજા નહિ મૂકે રે કારમી, ખુનીહૃદયામાં તે સંતાય.

હાકમ. ૫.

સ્વદેશ સગાંથી રે જુદો કીધો, નાથ તુજ આ તે શું નિર્વાણ?
જીવ જમ લેતાં રે નહિ બીધો, કરમ તેં યશ દઇ લીધો પ્રાણ.
હાકમ. ૬.

દેશ લજ્જાએ રે બળીમરે, શ્વાન પાળેલો કરડે પાય;
કરમનું લેખ્યું રે નહિ ફરે, ડાઘ આ દેશઉપર રહીજાય.
હાકમ. ૭.

મિત્ર શું જાણે રે, મરી જશે? પ્યારી પણ દિલમાં રહી બેશામ;
ખબર નહિ કોને રે આ થશે, અચાનક પોં'ચ્યો ક્રુર પેગામ.
હાકમ. ૮.

વિદેશી અમને રે લાગિયું, સ્વદેશી લોક રહે નહિ કેમ?
પ્રિયાએ મૃત્યુજ રે માગિયું, અરરર આ શી પ્રભુની નેમ!
હાકમ. ૯.

કરમ કફોડું રે આપણું, ઝીલ્યા દુઃખ ઉપર આ ડામ;
ફળ આ ઈશના રે શાપનું, ક્યમ દુખ સહી શકે બે'રામ?
હાકમ. ૧૦.

---

## સ્વર્ગવાસી એ-સ્ટીવિષે.

ચરચરી છંદની દેશી.

ખટપટી વટી ગયો ઍનસઠી, ઘટી અપટ ચટપટ પ્રભુ,
ઉલટી સુલટી પ્રગટી કીરતિ, મટી ટિકા હઠી હઠ પ્રભુ. ૧.

રસ રસિકની રસનામાં મસ, નસ નસે રસ કસ પ્રભુ;
દશમુખી આ શખ્સ ચોકસ, વશ કરી ચુસે જશ પ્રભુ. ૨.

મનનશીળ મન નયન શોભન, વદન મનમોહન પ્રભુ,
સજન પાવન કઠણ લક્ષણ, વણ ભુવનઆસન પ્રભુ. ૩.

ગરમ દમનો કરમ કમનો, જમ જમે વણ ગમ પ્રભુ,
અગમ સંયમ સુગમ જેને, નરમ મંન પરમ પ્રભુ. ૪.

ભરતખંડે લખ્ખત સરજત, સત અનાગત છત પ્રભુ,
સખ્ત જગતે તરત તજીયો, જપત મમતે મત પ્રભુ. ૫.

જિકરની તર અસર બા'ધર, અવસરે હાજર પ્રભુ,
નજરપર નર જબર ઠરશે, કરી સફર અમ્મર પ્રભુ. ૬.

ભવ અવધ નવ વધી વિવેકી, અવનિ જવટવળે પ્રભુ,
નવળ માનવ નવલ વરતી, વટશે વટ જવલે પ્રભુ, ૭.

નામ ધમ ધમ હામ દામે, આમ પામે ધુમ પ્રભુ,
સ્વામ હમ બહિરામ હોકમ, પ્રાણ પામર ગુમ પ્રભુ. ૮.



"મન તું મેલ જુઠ જંજાળ, માથે ભમે અચાનક કાળ". એ રાગ.

અદભુત એનરટી શૂરવીર, ગરૂઆ ગંભીર મીર ફકીર. ટેક.

અદભુત તારો ભવ ભયભીત નં, અદભુત અકલ ઉજેશ;
અમાપ માપી હૃદય નિરાળું, કાયા ભૂતાવેશ.
અદભુત. ૧.

પૂર્ણ પોં'ચની પૂર્ણ પ્રકૃતી, આદો પ્રપંચ પ્રવાસ;
હાથે જીવ્યો હાથે ઉધરિયો, હાથે આણ્યો નાશ.
અદ્દભુત. ૨.

સ્વહિતેચ્છુ અહંવાદી હઠીલો, રૂડે કુટુંબ સ્વજાત;
જાત રૂડો સંગાથ રૂડો પણ, હમેશ નામ હયાત.
અદ્દભુત. ૩.

નહીં ઉડાઉ નહિ તો કૃપણ, ગર્વિષ્ટ નહિ પરિમીત;
નિત્ય નમેરો કરડો દીસે, જીતે જીતે જીત.
અદ્દભુત. ૪.

સોબત વેરી સંગત વેરી, વેરી જગતવિહાર;
આપજ પુત્ર આપજ પિતા, આપ નાર ભરતાર.
અદ્દભુત. ૫.

કાંતો વે'લો કાંતો મોડો, નહિ આ ભવ અનુકુળ;
જીવતો હોતે બુઝ ન બુઝી, બુઝી પાછળ ભૂલ.
અદ્દભુત. ૬.

લીધું હોંસે દીધું ઓંસે, કીધું ગુપ્ત ગુમાન;
સહુ વેરીમાં વિશેષ વેરી, તું તારોજ નિદાન.
અદ્દભુત. ૭.

ભૂતદયાનો અદ્દભુત શા'ણો, જગને કરે સલામ;
સલામ લેતાં હૈડાં ફાટે, ક્યાં દુખ રડું એ'રામ? ૮.

"સલામ સૌને હાલ, સાહેબો સલામ સૌને હાલ". એ રાગ.

કેને જીતી જાય? જમડા કેને જીતી જાય? ટેક.

અજરામર નર એનરડી શું, મનુષ્યમાંજ ગણાય?
જમડા. ૧.

જુજ દિવસપર અસ્ત વિકળ આ, સ્વપ્ને નહિ સમજાય.
જમડા. ૨.

જેના મુખનાં ઝેરી વેણે, ચંડાળો અકળાય.
જમડા. ૩.

નિર્ભય વાદે ધરણિ ધમધમે, ભુવન ભયભીત થાય.
જમડા. ૪.

જે નર જુઠને જુલમ પછાડી, નરસિંહપેરે ધાય.
જમડા. ૫.

સ્વતંત્ર રસના સામે જેની, સરસ્વતી લજવાય.
જમડા. ૬.

વૃદ્ધ વિવેકી વિમળ વિદ્વજન, તુજથી કેમ જીતાય?
જમડા. ૭.

'ત્રાહી' 'ત્રાહી' સર્વ પોકારે, 'ધિકધિક' કે' 'યમરાય'.
જમડા. ૮.

આગળ વીર બે'રામ પિછાની, પાછળ યશગુણ ગાય.
જમડા. ૯.

દોહરા.

શૌર્ય સત્વ સુતસર્સ્વતી, સત્ય શુભેચ્છુ સુમન ;
નર નિશાળા નવરસિક, નયન ન્યાયનંદન. ૧.

સુક્ષ્મદર્શી સાંસિક સરળ, સમ દર્શી સંપન્ન;
નિપટ નિરંજન નર નવળ, નિસ્પૃહી ન્યાયાસન. ૨.

શ્રેષ્ટ સુભાષિત સાદથી, કરતો સત સજિવન,
નિર્જીવ નિર્બળતાથકી, નિર્જીવ નિશ્ચિતંન. ૩.

———:oOo:———

નર્મવૃત.

બ્રહ્માંડના અધિપતિ, બ્રહ્માદુલારી ભારતી,
બ્રહ્મા સુવંશ સુકૃતિ, બ્રહ્માસભા પ્રકાશતી;
જપીતપી ઉમાપતિ, અજાતવૈરી ગણપતિ,
ગિરિદુલારી પાર્વતી, સ્વતંત્રતા હિમાયતી:
ભરી સભા વિરાજતી, સુઇંદ્ર ટેક છાજતી,
શ્રીરામ ને સીતાસતી, સિવાય સ્વર્ગિ દંપતિ;
મળી કહે 'અનેસટી, વતી પતિત શીરતિ,
હવે વિશ્રાંતિથી અતિ, સુષુપ્તિ પામ સુગતિ.' ૧.

———:oOo:———

## સ્વર્ગવાસી ભાઉ દાજીવિષે.

મનહર છંદ.

દુઃખ હરનાર સુખ્કાર ક્યાં ઉદાર ભાઉ?
પાર પાડનાર, તારનાર અવતારનો;
હજાર પ્રકારના અજારથી ઉગારનાર,
સુમાર અપાર જેના જ્ઞાન વિસતારનો:
સંસાર બજારનીમોઝાર તું વિહાર કરે,
નિરાળો આધાર ખરો સુધારા પ્રસારનો;
શુભ સણગાર સરકારદરબારનો તું,
સર્વદા તૈયાર યાર આચારવિચારનો. ૧.

લગાર વધારે કરતાં વિચાર યાર તારો,
કટાર કાળજે કારી, માર આંસુધારનો;
કરાર કરી કરોડને કરારવિણ જાય,
ધરા ન ધરાવે ભાર શૂરા સરદારનો:
વાર વાર કાઢતાં ઉચ્ચાર ઉપકારતણો,
પાર ન આભારનો સંભારૂં કેની વારનો;
વિસારૂં વિસારતાં વિસારી ન શકાય વીર,
વારૂં મન વારતાં બે'રામ મલબારનો. ૨.

---

"ઓધવજી સંદેશો કે'જો શામને". એ રાગ.

વીરારે વિસરી અમને ક્યાં વહી ગયો?
ભરતખંડના ભૂષણ ભોળા ભાઉજો,

